બાલસાહિત્યમાળા–૧

# તારામંડળ

સંગ્રાહકો:
આશાભાઇ નરસિંહભાઇ પટેલ
ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
ચરોતર એજ્યુકેશન સોસાયટી,
આણંદ

પ્રકાશક:
પુસ્તકાલય સહાયક
સહકારી મંડળ લિમિટેડ,
વડોદરા

આવૃત્તિ પહેલી
પ્રત ૨૦૦૦
સંવત ૧૯૮૩



* * *

કિમ્મત:
કાચું પૂઠું ૦—૬—૦
પાકું પૂઠું ૦—૯—૦

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ
પટેલે પ્રકાશકને માટે છાપ્યું. તા. ૮ : ૪ : '૨૭

# પ્રસ્તાવના

જૂદે જૂદે સમયે 'બાલમિત્ર'માં પ્રસિદ્ધ થએલ બાલવાર્તાઓનો આ સંગ્રહ છે: બાલવાચનમાં આ સંગ્રહ વધે છે. સ્વચ્છતા, સુઘડતા, ગોઠવણ, મોટા ટાઇપ એ આની વિશેષતા કહેવાય. આને જોઇ ગિજુભાઇની 'બાલવાર્તાઓ'ને પોતાના માખી ટાઇપ માટે અને શ્રી. હંસાબ્હેનની 'બાલવાર્તાવલિ'ને અપ્રસન્ન કરંડિકાઓ માટે શરમાવું પડે તેમ છે. થોડાં, ચોકખાં અને ઉચિત ચિત્રોથી સંગ્રહ વધારે શોભે છે; આ બધા માટે સંગ્રાહકોને ધન્યવાદ ઘટે છે.

સંગ્રહ એટલે કોથળામાં ભેગો કરીને ભરેલો બંદરે બંદરનો માલ નહિ. સંગ્રહ એટલે પસંદગી: શ્રેષ્ઠ વસ્તુની પસંદગી, શૈલીવિવિધતાની પસંદગી, શક્તિસંપન્ન લેખકોની પસંદગી; ઉપરાંત પસંદ કરેલ સામગ્રીની યથાક્રમ વ્યવસ્થા. આ સંગ્રહમાં આ બધું શકયજ ન હોય; કારણ કે તેને કૃત્રિમ મર્યાદા છે. આ મર્યાદા 'બાલમિત્ર'માં જ પ્રસિદ્ધ થએલી વાર્તાઓને પ્રગટ કરવાની પ્રવૃતિમાં છે; પણ એ તો છે અને તે સ્વીકારીનેજ ચાલીએ, છતાં આ સંગ્રહ બાલપ્રિય થશે કે છે એ કહેવાની જરુરજ નથી. 'બાલમિત્ર'ની ચાલણીમાંથી એ ચળાઇ ચૂકી છે. બાળકો વાર્તાપ્રિય છે, એટલે તેઓ આ સંગ્રહ ઉપર તૂટી પડશે એ ભવિષ્યવાણી નહિ પણ સત્ય છે: સંગ્રહિત વાર્તાઓ એકંદરે બાલદુનિયાની છે, અર્થાત્ તેનું વસ્તુ અને શૈલી બાલમનોનુકૂળ છે. જેમને વાર્તા એક કિંમતી ભેટ તરીકે સમજાઇ છે, તેમની દૃષ્ટિએ આ સંગ્રહની સફળતા છેજ.

આ સંગ્રહ બાલપ્રિય થવાનો તો છેજ, એટલે હવે આપણે મોટાંઓ એ બાબતમાં નિર્ભય રહી જરા આપણી દૃષ્ટિએ એને જોઇએ, વાર્તાના લેખકો, અભ્યાસીઓ, શિક્ષકો, કેળવણીકારો અને લોકસાહિત્યકારો આ સંગ્રહને જૂદી જૂદી રીતે જોઇ શકે છે. બાલવાર્તાસાહિત્યપ્રવાહના દૃષ્ટાઓને જણાશે કે દિનપ્રતિદિન બાલવાર્તાલેખન વિકસતું જાય છે. આ સંગ્રહમાં એનો પુરાવો છે. વયોવૃદ્ધ કાંટાવાળાની વાર્તાઓ જૂની શૈલીનો સચોટ નમુનો

છે, એ માટે એમની 'ટચુકડી સો વાર્તા'ના સંગ્રહો ભંડાર-રૂપ છે. શ્રી. નરહરિભાઇએ મૂકેલી 'બાંકેખાં' ને બીજી વાર્તા ઉપર જો કે એમનો હાથ જરા તરા ફર્યો છે, છતાં એ જૂના પુરાણા લોકસાહિત્યસેવક ગણેશજીભાઇની શૈલીના કુશળ નમુના છે. જૂની શૈલીનું લક્ષણ જૂનાં માણસો જેમ વિસ્તારથી બોલવું એ છે. આજની શૈલીનું લક્ષણ મિતાક્ષરિત્વ છે. ટૂંકું છતાં જોરદાર એ આજના યુગનું ચિહ્ન છે, ને તે બાલપ્રિય તો સહજ જ છે; કારણ કે વાચન કે બીજી બાબતમાં બાળકને ટૂંકી અને સ્થિર પ્રગતિ સાધવાનું પ્રિય છે, ચન્દ્રશંકર, શાન્તાબેન, મણિલાલની શૈલીમાં જૂની શૈલી કરતાં નવી થતી આવતી શૈલીના અંશો અધિક પ્રમાણમાં છે, બાળકને નવી વાર્તાનું વાચન સરળ, જલદીથી અર્થગમ્ય અને તેથી મનગમતું લાગે છે. બાલવાર્તાની નવી શૈલીનું સ્વરૂપ હજી ઘડતરમાં છે તે આ વાર્તાઓમાંથી જોઇ શકાય છે.

સંગ્રહની વાર્તાઓમાં કેટલીએક પ્રચલિત લોકવાર્તાઓ છે; જેવી કે 'કાગડો ને બિલાડી,' 'મુરખ કાગડો' 'વાત રે વાત' વગેરે. જ્યારે કેટલીએક લોકવાર્તાઓ છે 'પાન્તાડોશી' બંગાળીનું ભાષાન્તર છે, અને 'પેંડાભાઇ' અને 'દેવચકલી' અંગ્રેજીને આધારે છે. જે લોકબાલવાર્તાઓ છે તેવીજ મૂકી છે, એટલે તે સંપૂર્ણ છે. 'પેંડાભાઇ', 'પાન્તાડોશી' ને 'વાંદરો' એ અવતારો લગભગ સફળ પ્રયત્નો છે. એમાં લોકબાલવાર્તાનું પ્રધાન ચેતન ઉતર્યું લાગે છે.

જૂની વાર્તાના સંગ્રહની પ્રવૃત્તિ સાથેજ દેશપરદેશની બાલવાર્તાઓને માતૃભાષામાં ઉતારવાનો પ્રયત્ન વધાવવા ને પ્રેરવા જેવો છે. દરેક દેશે આમ કરીનેજ પોતાના સાહિત્યની અભિવૃદ્ધિ કરી છે; પરન્તુ આવા બાલસાહિત્યના સેવકોએ સંપૂર્ણ સફળતા માટે બાળકો ભેગા વસવું પડશે ને ત્યાંથી બાલભાષા, શૈલી અને વસ્તુને ઉપાડવાં પડશે. એક ભાષામાંથી બીજી ભાષામાં માત્ર ઉતારવાથી કામ સરશે નહિ.

આવા અનેક સંગ્રહોની જરુર છે. સંગ્રાહકોને શ્રમ લેવો પડશે, બાલસાહિત્યને નામે જે સઘળું લખવામાં આવે છે તેના ઉપર નિર્દય કસોટી મૂકવી પડશે, બાલમાનસને પોષક અને આગળ વધારનારૂં સાહિત્ય પસંદ કરવાની દૃષ્ટિ કેળવવી પડશે અને અનુકૂળ એવી શૈલીમાં પસંદ કરેલું વસ્તુ ફરીવાર લખી નાખવું પણ પડશે. કેટલાએ સુસંગ્રહોનું વસ્તુ આજે ગુજરાતી બાલસાહિત્યના ઉકરડામાં પડ્યું છે.

બાલસાહિત્યના ભૂખમરામાં આ સંગ્રહ તો એક રોચક વાની થશેજ, આગળ લખી બે ત્રણ રીતે આ સંગ્રહ અનોખી ભાત પાડે છે. બાળકોને તે ગમવાનો છે, એમાં તો શકજ નથી.

દક્ષિણામૂર્તિ બાલમંદિર
ભાવનગર
૪ : ૪ : ૨૭

ગિજુભાઇ

# નિવેદન

આપણી ભાષામાં સારૂં બાલસાહિત્ય રચવાના જે જે પ્રયત્નો હાલ થઇ રહ્યા છે, એમાં 'બાલમિત્ર' પણ પોતાનો નમ્ર ફાળો આપતું આવ્યું છે. એને જ અંગે 'બાલ-સાહિત્યમાળા' શરુ કરી અમે આજે એક પગલું આગળ ભરીએ છીએ.

આ એનું પહેલું પુસ્તક છે.

બાલસાહિત્યનું વિશિષ્ટ અંગ વાર્તા છે. સુંદર રીતે મૂકાએલી વાર્તાદ્વારા બાળકો પોતાની બાલદુનિયાને

વિસ્તૃત કરીને પોતાનો વિકાસ સાધી શકે છે. હાલ તરત અમે આ વાર્તા અંગને વિકસાવવા માગીએ છીએ. 'બાલ-મિત્ર'માં આવી ગએલી અને બાળકોને ખૂબ ગમેલી એવી બાલવાર્તાઓ આ પુસ્તક માટે પસંદ કરાઇ છે.

હવે પછી કાલ્પનિક અને બીજી બાલવાર્તાઓનાં પુસ્તકો પ્રગટ કરવાની અમે ઉમેદ રાખીએ છીએ.

બાલસાહિત્યનાં બીજાં અંગોને પણ યથાશક્તિ ખીલવ-વાની અમારી ધારણા છે.

બાળકો માટેનાં પુસ્તકોમાં રાખવી જોઈતી બધી કાળજી રાખવાનો પ્રયત્ન અમે કર્યો છે, એમ છતાં કોઇ ત્રુટિ રહી ગએલી જણાય તો એ તરફ અમારૂં ધ્યાન ખેંચવા સૌ સ્નેહીઓને વિનતિ કરીએ છીએ.

જે જે લેખક ભાઇબ્હેનોની વાર્તાઓ આમાં પ્રગટ કરી છે એ સૌનો અને એ બધી વાર્તાઓને તપાસી જઇને એ સંબંધી એક ટૂંકી છતાં સુંદર પ્રસ્તાવના લખી આપવા માટે અમે શ્રી. ગિજુભાઇનો આભાર માનીએ છીએ.

'બાલમિત્ર' કાર્યાલય,
ચ. એ. સોસાયટી,
આણંદ.

આશાભાઇ નરસિંહભાઇ પટેલ
ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
સંગ્રાહકો

# અનુક્રમણિકા

# કાગડો અને બિલાડી

એક હતો કાગડો અને એક હતી બિલાડી. એકવાર બન્ને બોર ખાવા ગયાં. કાગડો ઉડીને ઝાડ પર બેઠો અને બોર ખાવા લાગ્યો. બિલાડી નીચે ઉભી ઉભી બોર સામું જોવા લાગી.

કાગડો—બીલ્લીબાઇ, બીલ્લીબાઇ, તમને બોર આપું?

બીલ્લી—ના રે ભાઇ, હું શું કાંઇ તારાં આપ્યાં બોર ખાઉં? હું તો મારી મેળે બોરડીએ ચઢીને બોર લઇશ.

પછી બિલાડી બોરડી પર ચઢી. જ્યાં બોર ખાવા જાય, ત્યાં તો પગ લથડયો એટલે એ બોરડીના કાંટામાં ભરાઇ સોરાઇ ગઇ.

બીલ્લીને સોરાઇ ગયેલી જોઇ, દયા લાવી કાગડો કહે, "અરે બીલ્લી બેન, બીલ્લી બેન, તમે તો સોરાઇ ગયાં!"

બીલ્લી—સોરાઇ ગઇ તારી મા, સોરાઇ ગયો તારો બાપ, મને સોરાઇ ગઇ શા માટે કહે છે? શરીરે ચળ આવતી હતી તેથી હું તો શરીરને કાંટા સાથે ઘસું છું.

બીલ્લીબાઇને કોઇ દયાળુ માણસે કાંટામાંથી બહાર કાઢી; પછી કાગડો અને બીલ્લી આગળ ચાલ્યાં. ત્યાં એક કુવો આવ્યો. કાગડો તો ઉડતો ઉડતો જઇ કુવામાંથી પાણી પી આવ્યો. બીલ્લીબાઇને તરશ લાગી હતી, પણ એ તો મોં વકાશીને બેઠાં. કાગડો કહે, "બીલ્લીબાઇ,

બીલ્લીબાઇ, તમારે માટે ચાંચમાં પાણી ભરી લાવું?"

બીલ્લી—નારે ભાઇ, હું તારૂં લાવ્યું તે શીહને પીઉં? હું તો મારી મેળે કુવામાં જઇ પાણી પી આવીશ.



પછી બીલ્લીબાઇ તો કુવામાં પાણી પીવા પડયાં એટલે ડૂબવા લાગ્યાં. એ જોઇ કાગડો બોલ્યો, "બીલ્લીબાઇ તો કુવામાં પડી ગયાં!"

બીલ્લી—કુવામાં પડે તારી મા, કુવામાં પડે તારો બાપ, હું તો કુવામાં ન્હાઉં છું.

ત્યાં એક વટેમાર્ગુ નીકળ્યો. તેને બુડતી બિલાડીની દયા આવી એટલે તેણે એને બહાર કાઢી.



પછી કાગડો અને બિલાડી બન્ને એક ગામમાં ગયાં. ગામમાં જઇ કાગડો એક ઝાડ પર બેઠો અને બિલાડી રસ્તામાં સૂતી. ત્યાં એક ગાડું નીકળ્યું. ગાડાવાળો બીલ્લીને કહે,

"બીલ્લી, બીલ્લી, રસ્તામાંથી ઉઠ, નહિ તો ચગદાઇ જઇશ."

બીલ્લી—ઉઠે તારી મા, ઉઠે તારો બાપ, ઉઠે તારી બેન, હું તે રસ્તામાંથી શીદને ઉઠું?

ગાડાવાળાએ તો ગુસ્સે થઇને બિલાડી ઉપર ગાડું ચલાવ્યું. આથી બીલ્લીબાઇની કેડ ભાંગી ગઇ.

એટલામાં કાગડો બીલ્લી પાસે આવીને કહે, "અરે! બેન! તમારી તો કેડ ભાંગી ગઇ, તમને બહુ દુખતું હશે!

બીલ્લી—કેડ ભાંગે તારી, કેડ ભાંગે તારી માની, કેડ ભાંગે તારા બાપની, એ તો મેં મારી કેડ ચોળાવી છે, એટલે એવી લાગે છે.

કેડના દુઃખથી બિલાડીબાઇ મરી ગયાં અને કાગડો કૅા કૅા કરતો ઉડી ગયો.

ગિજુભાઇ

---

# બાંકેખાં

અમદાવાદમાં એક બાંકેખાં નામનો પઠાણ રહેતો હતો. એના ઘરની બરાબર સામે એક છબિલદાસ નામનો વાણીઓ રહે. વાણીઓ રોજ સવારે વહેલો ઉઠે અને દાતણપાણી કરી મોં ધોઇ મૂછને વળ દે. એક દિવસ સવારે બાંકેખાં પોતાની પરસાળમાં હીંચકા ઉપર બેઠો હતો, એટલામાં એની નજર પેલો છબિલદાસ મૂછો આમળતો હતો તેના ઉપર પડી. પઠાણભાઇથી આ દેખ્યું જાય? નાકે રાઇ ચઢી જાય તેમ તેમનો મિજાજ ચડી ગયો. ગુસ્સે થઇ એ કહે, "અબે બનિયા, તું તારા મનમાં શું સમજે છે? મારી સામે મૂછો આમળનાર તું કોણ?"

છબિલદાસે તો આ કાંઇ ગણકાર્યું નહિ. પછી એ તો રોજ મૂછો આમળે. પઠાણે ફરી એક વાર ધમકાવ્યો એટલે તેણે

કહ્યું, "અરે, ખાં સાહેબ, નકામા રોફ શેના મારો છો? તમે કાંઇ શહેરના સુબા તો નથી તે મને ડરાવો છો? તમે કોણ મને કહેનાર?"

પઠાણ બોલ્યો, "હું આવું અપમાન નહિ સાંખું. મારે પગે પડ, નહિ તો માણસો એકઠાં કરી તારૂં ઘર લૂંટાવી દઇશ."

"જાણે કે તમેજ માણસો એકઠાં કરી શકતા હશો? બીજાને નહિ આવડતું હોય? જાવ, થાય તે કરી લેજો." વાણીએ ઠંડે પેટે જવાબ આપ્યો.

"ઠીક, ત્યારે હવે જોઇ લેજે. તારી મૂછો નીચી ન નમાવું તો હું પઠાણ નહિ."

આ ઝગડો થઇ ગયા પછી પઠાણે તો વાણીઆ ઉપર વેર વાળવા ભાડુતી માણસો એકઠાં કરવા માંડયાં. પણ વાણીઓ એમ ગાંજ્યો જાય એવો નહોતો. રોજ સવારે એ પોતાના ગુમાસ્તાને મોટેથી કહે, "બધે આપણા આડતીઆઓને લખો કે જબરા લડવૈયાઓને રોકી લો અને લડાઇ માટે તૈયારી કરો." પણ ખાનગીમાં ગુમાસ્તાને કહી દે કે હું કહું છું

પણ આપણે કાંઇ લખવાનું નથી કે માણ-સોય રાખવાનાં નથી. આમ તેણે તો એક છોકરૂંય ન રાખ્યું. પણ પેલા પઠાણ ઉપર તેની આ યુક્તિની ધારી અસર થઇ. પઠાણ રોજ સાંભળે કે વાણીઆએ આટલાં માણસ રાખ-વાનું કહ્યું એટલે તે એનાથી વધારે રાખે. આમ એક મહિનામાં તો વધારે ને વધારે માણસો રાખવામાં તેને પોતાના દરદાગીના વેચી નાખવા પડયા અને ઘર ગીરે મૂકવું પડયું.

મહિનો થયો ને પઠાણભાઇની તો ખરચી ખુટી. માણસોને પગાર કયાંથી આપે? એટલે વાણીઆને કહેવડાવ્યું, "કાં તો મૂછ નીચી કર અથવા તો લડવા માટે તૈયાર થઇ જા."

વાણીઓ તો એકદમ દોડીને ગયો અને હાથ જોડીને કહેવા લાગ્યો, "અરે, ખાં સાહેબ, હું ભૂલ્યો. તમારી સાથે લડવાની મારી મગદૂર શી? વળી આપણે તો પાડોશી રહ્યા. એક બીજાના ભાઇ. આપણે લડાઇ શી? મને તો લડવાનો સ્વપ્નેય ખ્યાલ ન

આવે. તમે મોટા સરદાર અને હું—હું ગરીબ બિચારો વાણીઓ. મારાથી તે કાંઇ તમારી સાથે લડાય?"

વાણીઆની નરમાશથી પઠાણભાઇ તો ફુલીને ફાળકો થઇ ગયા. તેમણે કહ્યું, "ત્યારે મૂછ નીચી ઉતાર ને હાર્યો એમ કહે." વાણીએ



મૂછ નીચી ઉતારીને કહ્યું, "મહેરબાન, એક વાર નીચી નહિ, પણ સાડી સાત વાર નીચી."

નરહરિ પરીખ

# મુરખ કાગડો

એક કાગડો નરક ખાતાં ખાતાં વાડ કોઠીંબડું ખાવા લાગ્યો, એટલે કોઠીંબડું બોલ્યું, "કાગભાઇ, કાગભાઇ, તમારી ચાંચ ધોઇ આવો, પછી મને ખાજો."

કાગડો તો તળાવમાં જઇને ચાંચ ધોવા લાગ્યો; ત્યાં તો તળાવ બોલ્યું, "કાગભાઇ, કાગભાઇ, કુંભારને ત્યાંથી ઘડો લઇ આવો, પછી ચાંચ ધોજો."

કાગડો તો કુંભારને ઘેર જઇને કહે,

"કુંભારી, કુંભારી, દે મટુકી,
ભરૂં પાણીડાં, ધોઉં ચાંચુડી,
ખાઉં કોઠીંબડું બડુક બડુક."

કુંભાર કહે, “જા, હરણ પાસેથી શિંગડાં લાવીને માટી ખોદી લાવ; પછી મટુકી ઘડી આપું.”

એટલે કાગડો ગયો હરણ પાસે.

“હરણા, હરણા, દે શિંગડીઓ,
ખણું માટુડી, આપું કુંભારને,
ઘડે ઘડુલો, ભરૂં પાણીડાં,
ધોઉં ચાંચુડી, ખાઉં કોઠીંબડું
બડુક બડુક.”

હરણ કહે, “જા, કુતરાને બોલાવી લાવ; પછી શિંગડાં આપીશ.”

કુતરા પાસે જઇને કાગડો કહે,

“કુતરા, કુતરા, હીંડો આરડે,
મારો હરણાં, લઉં શિંગડીઓ,
ખણું માટુડી, આપું કુંભારને,
ઘડે ઘડુલો, ભરૂં પાણીડાં,
ધોઉં ચાંચુડી, ખાઉં કોઠીંબડું
બડુક બડુક.”

કુતરો કહે, "દૂધ પાય તો આવું."

કાગડો તો ગયો ભેંસ પાસે.

"જોટડી, જોટડી, દે દૂધડિયાં,
પાઉં કુત્તીલાં, જાઉં આરડે,
મારૂં હરણાં, લઉં શિંગડીઓ,
ખણું માટુડી, આપું કુંભારને,
ઘડે ઘડુલો, ભરૂં પાણીડાં,
ધોઉં ચાંચુડી, ખાઉં કોઠીંબડું
બડુક બડુક."

ભેંસ કહે, "જા, સીમાડેથી ઝીંઝવો વાઢી લાવ, પછી દૂધ દઇશ."

સીમાડા પાસે જઇને કાગડો કહે,

"સીમાડા, સીમાડા, દે ઝીંઝુડો,
નીરૂં જોટડિયાં, દે દૂધડિયાં,
પાઉં કુત્તીલાં, જાઉં આરડે,
મારૂં હરણાં, લઉં શિંગડીઓ,
ખણું માટુડી, આપું કુંભારને,
ઘડે ઘડુલો, ભરૂં પાણીડાં,
ધોઉં ચાંચુડી, ખાઉં કોઠીંબડું
બડુક બડુક."

સીમાડો કહે, "જા, લુહારને ત્યાંથી દાતરડું લઇ આવ ને ઝીંઝવો વાઢી જા."

કાગડો ગયો લુહાર પાસે.

"લુવારી, લુવારી, દે દાતરડું,
વાઢું ઝીંઝવો, નીરૂં જોગીડાં,
દે દૂધડિયાં, પાઉં કુત્તીલાં,
જાઉં આરડે, મારૂં હરણાં,
લઉં શિંગડીઓ, ખણું માટુડી,
આપું કુંભારને, ઘડે ઘડુલો,
ભરૂં પાણીડાં, ધોઉં ચાંચુડી,
ખાઉં કોઠીંબડું બડુક બડુક."

પછી લુહારે દાતરડું ઘડીને કાગભાઇને આપ્યું, પણ જ્યાં કાગભાઇ લેવા જાય ત્યાં તો દાતરડું એમના ગળા ઉપર પડ્યું ને કાગભાઇ મરી ગયા.

---

## ગાંભુ જઇને ગાભા રહ્યા.

કાઠિયાવાડમાં ગાંભુ કરીને દરજી લોકનું એક ગામ હતું. હજીએ દરજી લોક 'ગાંભુ ગામના ગરાશીઆ' એ નામથી ઓળખાય છે.

એક વખત પડોશના રજપૂત રાજાએ ગાંભુ ગામ પર ચડાઇ કરી તેથી દરજીઓને ગામ છોડીને ભાગવું પડ્યું. બીજાં ગામના દરજીઓને આ માઠા સમાચાર મળ્યા એટલે તેમણે બધાએ ઠરાવ કર્યો કે ગામ ફરીથી જીતીને તાબે તો કરવું જ. તેમણે તો ગામે-ગામ કાસદ મોકલ્યા.

થોડા દિવસમાં તો દરજીઓનાં ટોળેટોળાં પોતપોતાનાં ગજ ને કાતરથી સજ્જ થઇ આવી પહોંચ્યાં અને ગાંભુ ગામની નજીકમાં ભેગાં થયાં.

બધા દરજીઓ એકઠા થયા એટલે એક દિવસ સાંજે એમની યુદ્ધ—પરિષદ્ ભરાઇ અને

વિચાર ચાલ્યો કે હલ્લો કરવાને કયો સમય બરાબર અનુકૂળ થઇ પડશે? ખૂબ લાંબી અને ગરમાગરમ ચર્ચા પછી નક્કી થયું કે રાત તો ગામની બહાર જ ગાળવી અને પ્હો



ફાટતાં જેવા ગામના દરવાજા ઉઘડે કે તરત ગામમાં ધસી જવું અને મોરચાનાં બધાં સ્થાન કબજે કરી લેવાં.

આ પ્રમાણે ગામ ઉપર સવારમાં હલ્લો કરવાનો નિશ્ચય કરીને બધા દરજીઓ દરવાજાથી માંડીને હારમાં ને હારમાં સૂઇ ગયા. દરજીઓની સંખ્યા એટલી મોટી કે હાર લગભગ એક માઇલ લાંબી થઇ.

આમ બધા સૂઇ તો રહ્યા, પણ એવામાં જે દરજી છેક દરવાજા પાસે સૂતો હતો તેને

વિચાર આવ્યો, કે દુશ્મનો જો રતોવાઇ હુમલો કરે તો તેમના હાથમાં પહેલો તો હું જ આવી પડું. આમ વિચારીને એ ભાઇ તો પોતાની જગ્યાએથી ઉઠ્યા અને આખી હાર વટાવીને છેક છેડે જઇને સૂતા. પછી વિચાર કર્યો કે અહીં હવે આપણને કોઇ મારશે નહિ. બીજો દરજી એની પડોશમાંજ સૂતો હતો તે આ બધું જોઇ રહ્યો હતો. એને વિચાર આવ્યો કે હું શું કામ મોતના પંઝામાં પડું? આપણે પણ છેલ્લા જઇને સૂઇ જવાના. ત્રીજાએ આ જોયું. તેને પણ એજ વિચાર આવ્યો, એ પણ ઉઠ્યો. આમ કોઇ એક બીજાને કાંઇ કહે નહિ પણ પોતે પોતાની મેળે એક પછી એક ઉઠીને છેલ્લા જઇને સૂઇ રહે. જે સૌથી પહેલો છેલ્લો ગયો હતો તે થોડી વારમાં તો ફરી પાછો પહેલો થઇ ગયો અને ફરી પાછો તે છેલ્લો ગયો. આમ દિવસ ઉગતાં તો બધા દરજીઓ ગામ-થી દસ માઇલ દૂર આવી પડ્યા.

પ્હો ફાટતાં આગલા દિવસની ગોઠવણ પ્રમાણે બધા ઉઠીને હલ્લો કરવા ચાલ્યા. પણ

ગામે ન મળે અને ગામનો દરવાજોય ન મળે. બધા ખેતરોમાં આવી પડેલા. કેટલાક બોલી ઉઠ્યા, "રાતમાં ને રાતમાં આ શું થઇ ગયું? આપણે રાતે તો ગાંભા ગામના દરવાજા પાસે સૂતા'તા એ બરાબર યાદ છે. નક્કી, કોઇ દેવે અથવા રાક્ષસેજ આપણને ઉંચકીને અહીં આણ્યા હોવા જોઇએ!"

એક ઘરડા અને અનુભવી હરજીએ રાતનો બધો તાલ બરાબર જોયો હતો, તે બોલ્યો, "ભાઇઓ, આપણે સહુ સહુને ઘેર જઇને આપણા ધંધામાં ચિત્ત પરોવીએ એજ ઠીક છે. આપણે એકે એક બીકણ છીએ અને તેથી જ આપણે એક રાતમાં ગામથી આટલે દૂર આવી પહોંચ્યા છીએ."

સહુ શરમાઇને પોતપોતાને ઘેર જઇ છાનામાના સોય ઝાલીને બેસી ગયા. ત્યારથી કહેવત પડી છે કે "ગાંભુ જઇને ગાભા રહ્યા."

નરહરિ પરીખ

---

## "કૂદ રે ડીમચા દડુક દડુક"

એક કઠીઆરો હતો. તે કોઇ દિવસ મહેનત કરે નહિ. મહેનત ન કરે એટલે ખાવાનું પણ ન મળે. તેની બૈરીએ તેને ઘણું સમજાવ્યો અને મહેનત કરવા શિખામણ દીધી. આખરે કઠીઆરાભાઇ ઘેરથી નીકળ્યા.

તેની બૈરીએ ભૂખ લાગે ત્યારે ખાવા માટે એને ત્રણ રોટલા બંધાવ્યા. કઠીઆરાભાઇને તો રખડવાની ટેવ પડેલી એટલે હાડકું શેનું નમે? તે ભાઇ તો લાકડાં કાપવાનું ભૂલી ગયા અને સીધે રસ્તેજ ચાલ્યા. આ રીતે ચાલતાં ચાલતાં પાંચ સાતેક ગાઉ નીકળી ગયા. આખરે ભૂખ લાગી એટલે એક કુવો ખોળી કાઢી કઠીઆરાભાઇ તો થાળામાં જઇને બેઠા, રોટલા છોડયા અને પાણી કાઢયું; પછી રોટલા સામું જોઇ બોલ્યા,

"એક ખાઉં, બે ખાઉં કે ત્રણ ખાઉં?"

બીજી વાર પણ બોલ્યા,

"એક ખાઉં, બે ખાઉં કે ત્રણ ખાઉં?"

એમ તે ભાઇ તો બેચાર વખત બોલ્યા.

આ કુવામાં ત્રણ માતા રહે. તેમણે જાણ્યું કે આ તો કોઇ આપણને ખાવા આવ્યો લાગે છે! તેથી તે બહાર આવ્યાં અને બોલ્યાં,

"ભાઇ, અમને ન ખાઇશ."

કઠીઆરાએ જાણ્યું કે માતા ભલાં બીન્યાં છે; તેથી તે બોલ્યો,

"ના, હું તો ત્રણેને ખાઇશ."

ત્રણે માતાએ ઘણા કાલાવાલા કર્યા પણ કઠીઆરાભાઇ તો કહે,

"ના, હું તો ત્રણેને ખાઇશ."

માતાઓએ તેને એક બકરી આપી અને કહ્યું, "જ્યારે તું બકરીને કહીશ કે 'કર બકરી સોનેરી લીંડી' તો તે સોનાની લીંડી કરશે."

કઠીઆરાને તો એટલું જ જોઇતું હતું. તે બકરી લઇ ખુશી થતો થતો ઘેર આવવા નીકળ્યો. રસ્તામાં આવતાં રાત પડી એટલે એ એક ગામમાં ઓળખીતાને ઘેર રાત રહ્યો. ઓળખીતાને રાતે બકરી સાચવવા કહ્યું. ઘરધણીને વહેમ પડયો ને સાચવવાનું કારણ પૂછયું. કઠીઆરો ભોળો તે સોનાની લીંડી લેવાની રીત પણ કહી દીધી! કઠીઆરાભાઇ ઉંઘી ગયા એટલે ઘરધણીએ બકરી સંતાડી

દીધી. સવારમાં ઉઠી કઠીઆરો તૈયાર થઇ ઘેર જવા નીકળ્યો; પણ બકરી મળી નહિ. ઘરધણીએ કહ્યું કે "બકરી તો રાતે કોઇ ચોરી ગયું."

કઠીઆરાભાઇ આથી રોતા રોતા પાછા કુવા ઉપર જઇને બેઠા. માતાઓએ બહાર આવી રોવાનું કારણ પૂછ્યું. તેણે બકરી ખોયાની બધી વાત કહી. માતાઓએ કહ્યું કે "અમારી પાસે એવી ઘણી બકરી ન હોય, માટે તને તારીજ બકરી પાછી અપાવીશું." આમ કહી તેને એક ડીમચું આપ્યું અને કહ્યું, "જો કોઇ આ ડીમચાને કહેશે,

'કૂદ રે ડીમચા દડુક દડુક'

તો તે ડીમચું ઉછળવા માંડશે અને કહેનાર ધણીના કપાળમાં વાગવા માંડશે. જ્યારે તું ત્યાં જઇશ અને ડીમચાને ઉભું રહેવા કહીશ ત્યારે જ તે ઉભું રહેશે."

જ્યાં બકરી ગુમાવી હતી ત્યાં કઠીઆરાભાઇ બીજી રાત રહેવા આવ્યા. એણે તો

ઘરધણીને બકરી કરતાંય આ ડીમચાને વધારે સાચવવા કહીને કહ્યું, "આ ડીમચાને

'કૂદ રે ડીમચા દડુક દડુક'

એમ તો જરાયે ન કહેવું. કઠીઆરો ઉંઘી ગયો એટલે ઘરધણીએ બકરીને સોનાની લીંડી માટે કહ્યું હતું તેમ ડીમચાને કહ્યું કે

"કૂદ રે ડીમચા દડુક દડુક"

આ સાંભળી ડીમચું કૂદવા લાગ્યું અને ઘરધણીના કપાળમાં ધબાક ધબાક વાગવા લાગ્યું. ઘરધણી બૂમેબૂમ પાડવા લાગ્યો ને રોતો રોતો કઠીઆરા પાસે જઇને કહે, "ભાઇ, મને બચાવ, બચાવ." કઠીઆરો કહે, "બકરી આપો તો ડીમચું ઉભું રાખું." છેવટે ઘરધણીએ બકરી પાછી આપી.

કઠીઆરાભાઇ બકરી લઇને ઘેર ગયા અને ખાધું, પીધું ને મોજ કરી.

જેઠાલાલ મોતીરામ ભટ્ટ

---

# વાત રે વાત

વાત રે વાત,
કેરડાનો કાંટો અઢાર હાથ!
તેનાં વસ્યાં ત્રણ ગામ;
બે ઉજ્જડ ને એક વસે જ નહિ!
તેમાં વસ્યા ત્રણ કુંભાર;
બે અણઘડ ને એક ઘડે જ નહિ!
તેણે ઘડી ત્રણ તોલડી;
બે ફુટેલ અને એક કાણી!

તેમાં રાંધ્યા ત્રણ મગ;
બે ચડયા નહિ ને એક ગાંગડું રહ્યો!
તેના જમાડયા ત્રણ બ્રાહ્મણ;
બે ભૂખ્યા રહ્યા ને એક ધરાયોજ નહિ!
તેમને આપ્યાં ત્રણ ખેતર;
બેમાં ખપેડી ખાઇ જાય અને એકમાં
ઉગેજ નહિ!
તેમાં રાખ્યા ત્રણ રખવાળ;
બે આંધળા અને એક દેખેજ નહિ!
તેમને આપી ત્રણ ગાયો;
બે વાંઝણી અને એક વીઆયજ નહિ!
તેમને આવ્યાં ત્રણ વાછરડાં;
બે પૂંછડે પડયાં અને એક ઉઠેજ નહિ!
એમને સાજા કરવા ત્રણ બ્રાહ્મણ જમાડયા;
બે ભૂખ્યા રહ્યા અને એકે ખાધું જ નહિ!
તેમને માર્યાં ત્રણ ખાસડાં;
બે વાગ્યાં નહિ અને એક ઉડી ગયું!

વજુભાઇ

# આલણુશી પાલણુશી

એક હતી સમડી. એને ત્રણ બચ્ચાં હતાં. એકનું નામ આલણુશી. બીજાનું નામ પાલણુશી અને ત્રીજાનું નામ મોણવેલધી.

સમડી તો એક બોરડી ઉપર માળો બાંધીને રહે. સવાર પડે એટલે બચ્ચાં માટે ચણ લેવા જાય. સાંજે ચણ લઇ આવી બચ્ચાંને ખવરાવે ને આનંદ આનંદ કરે.

દરબારે એક દિવસ બધા સુતારોને ગામનાં ઝાડ કાપી લાવવાનો હૂકમ કર્યો.

એક સુતાર કરવત અને વાંસલો લઇ આ સમડીની બોરડી નીચે આવ્યો અને બોરડી કાપવા લાગ્યો.

થોડીક બોરડી કાપી ત્યાં સમડી બોલી,

“મા કાપે સુતાર બોરડી,
મા કાપે સુતાર બોરડી,
મહીં છે મારો આલણશી,
મહીં છે મારો પાલણશી,
મહીં છે મારી મોણવેલધી.”

સુતારના મનમાં થયું, આ શું હશે?

એણે ઉંચી નજરે જોયું તો કાંઇ ન જણાયું. એ તો અમથો મનનો ખોટો વહેમ હશે, એમ ધારી સુતારે વળી બોરડી કાપવા માંડી.

ફરીથી સમડી બોલી,

“મા કાપે સુતાર બોરડી,
મા કાપે સુતાર બોરડી,
મહીં છે મારો આલણશી,
મહીં છે મારો પાલણશી,
મહીં છે મારી મોંણવેલધી.”

સુતારને થયું કે બોરડી ઉપર તો કાંઇક ભૂતબૂત લાગે છે. એને તો એવી બીક લાગી-

ને તે વાંસલો ને કરવત મૂકીને એ મૂઠીઓ વાળીને નાઠો અને ગયો દિવાનજી પાસે.

શ્વાસભેર દોડતો દોડતો સુતાર દિવાનની ડેલીએ પહોંચ્યો અને તેમને બધી હકીકત કહી.

દિવાનજી બધી વાત સાંભળીને કહે, "હવે એમાં તે શાનો ડરે છે? તમે વસવાયાની જાત તો બહુ જ બીકણ! ચાલ, હું જ તારી સાથે આવું છું અને જોઉં છું જોઇ શું બને છે? આવા ધોળા દિએ તે વળી ત્યાં શું હોય? એ તો વસવાયાભાઇના ખોટા વહેમ."

દિવાન અને સુતાર બોરડી પાસે આવ્યા. દિવાને સુતારને કહ્યું, "કાપ જોઇએ, હવે શું થાય છે એ હું જોઉં છું."

સુતારે કરવત ચલાવ્યું, ત્યાં તો સમડી બોલી,

"મા કપાવ દિવાન બોરડી,
મા કપાવ દિવાન બોરડી,
મહીં છે મારો આલણશી,

મહીં છે મારો પાલણુશી,
મહીં છે મારી મોણવેલધી."

આ સાંભળી દિવાન પણ નવાઇ પામ્યો. એણે આજુબાજુ જોયું તો કાંઇ ન જણાયું. એને પણ થઇ ગયું કે કાંઇક કૌતક લાગે છે.

પછી તો સુતાર અને દિવાન બન્ને ગયા રાજા પાસે. દિવાને સઘળી હકીકત રાજાને જણાવી.

રાજા કહે, "એવું તે વળી શું છે? ચાલો હુંય તમારી સાથે આવું છું અને જોઉં છું જોઇ શું થાય છે?"

બધાય મળીને ગયા બોરડી પાસે. રાજાએ સુતારને હૂકમ કર્યો કે "કરવત મૂક જોઇએ."

સુતારે કરવત મૂકયું ત્યાં સમડી બોલી,

"મા કપાવ રાજા બોરડી,
મા કપાવ રાજા બોરડી,
મહીં છે મારો આલણુશી,

મહીં છે મારો પાલણશી,
મહીં છે મારી મોણવેલધી."

રાજાએ આસપાસ જોયું તો કાંઇ ન જણાયું.

ઉંચી નજર કરી તો ટોચે એક માળો દેખાયો.



રાજાએ સિપાઇને હૂકમ કર્યો, "જુઓ જોઇએ પેલા માળામાં શું છે?"

સિપાઇ ઉંચે ચઢયો અને માળા પાસે ગયો, ત્યાં તો સમડી બિચારી ભર્રર્રર્ર કરતી

ઉડી ગઇ; પાછળ બિચારાં મા વિનાનાં બચ્ચાં ચીંચી કરવા મંડયાં.

સિપાઇએ રાજાને વાત કરી કે "આ તો સમડીનાં બચ્ચાં છે."

રાજાએ ત્રણે બચ્ચાંને નીચે ઉતરાવી લીધાં અને બોરડી કપાવી નાંખી.

બચ્ચાં લઇને રાજા મહેલમાં ગયો. ત્રણે બચ્ચાં માટે રાજાએ સોને મઢેલ ત્રણ સુંદર પાંજરાં કરાવ્યાં.

રાજા પોતે હંમેશાં આ ત્રણેની સંભાળ રાખતો. સવાર પડે એટલે તેમને પાણી પાય, દાણા નાખે અને ઘડીક એમની સાથે રમે.

પોતાના કુંવરની માફક જ રાજા બચ્ચાં-ની સંભાળ રાખતો.

જે દિવસથી રાજાએ બોરડી કપાવી નાંખી હતી તે દિવસથી સમડી પોતાનાં બચ્ચાંની શોધમાં ફરતી હતી. એક દિવસ ઉંચે ઉડતાં ઉડતાં રાજાના ગોખમાં એણે ત્રણ પાંજરાં

જોયાં. અંદરનાં બચ્ચાંને એણે ઓળખ્યાં. તે દિવસથી એ હંમેશાં સવારે રાજાના મહેલ-માં થઇને ચણ લેવા જતી.

સવારમાં ઉઠીને જ્યારે રાજા ગોખમાં બેસી દાતણ કરે, ત્યારે રોજ સમડી આવે અને ટોડલે બેસીને પૂછે,

"શું કરે મારો આલણશી?
શું કરે મારો પાલણશી?
શું કરે મારી મોણવેલધી?"

રાજા એને સામો ઉત્તર આપે,

"સોગઠા બાજી રમે તારો આલણશી,
ગેડી દડે રમે તારો પાલણશી,
ઢીંગલે પોતીએ રમે તારી મોણવેલધી."

આટલું સાંભળી સમડી બિચારી પાંજરા તરફ મીઠી નજર નાખી, હાશ કરતી ઉડી જાય.

આ પ્રમાણે સમડી હંમેશાં રાજા પાસે આવે અને પોતાનાં બચ્ચાંની ખબર કાઢી જાય.

એક દિવસ રાજાને બહારગામ જવાનું થયું. રાજાએ ત્રણે બચ્ચાં રાણીને ભળાવ્યાં

અને કહ્યું, "જો જે હો, આ બચ્ચાંની સંભાળ રાખવામાં જરાય ઉણપ ન આવવી જોઇએ; વળી સમડી આવીને પૂછે તો હું રોજ જવાબ દઉં છું એમ દેજે હો. નહીંતર બિચારી માથું પટકીને મરી જશે. સમજીને?"

રાણી કહે "હો. તમે કહો છો તેમ કરીશ. તમારે તેના જરાય ઉચાટ કરવા નહિ."

રાજા તો નિશ્ચિંત થઇને ગયો.

બીજો દિવસ થયો. સવાર પડી. ફર્ રર્ રર્ કરતી સમડી આવી અને ટોડલે બેઠી. હંમેશની માફક તે બોલી,

"શું કરે મારો આલણશી?
શું કરે મારો પાલણશી?
શું કરે મારી મોણવેલથી?"

રાણીના મનમાં થયું, આ રાંડ જોને 'આલણશી પાલણશી'વાળી! રોજ સવાર થાય ને રાંડ આવીને બેઠીજ છે. એતો રાજા નવરા તે રોજ જવાબ દેવા બેસે. હું કાંઇ નવરી છું?

લાવને રાંડનાં પારખાં તો જોઉં કે એને એના આલણશી પાલણશી કેવાક વા'લા છે!

આમ વિચારી રાણી બોલી,

"તલવારે મૂઓ તારો આલણશી,
ભાલે મૂઓ તારો પાલણશી;
સાસરીએ મૂઇ તારી મોણવેલધી."

આટલું સાંભળતાં તો સમડીને કંઇ કંઇ થઇ ગયું. એને થયું,

હાય, હાય, મારો આલણશી મૂઓ!
હાય, હાય, મારો પાલણશી મૂઓ!
હાય, હાય, મારી મોણવેલધી મૂઇ!

હવે મારે જીવીને શું કરવું?

એમ કલ્પાંત કરતી કરતી માથું પટકી એ મરી ગઇ.

બચ્ચાં બિચારાં આ બધું જોઇ રહ્યાં. બે ચાર નિસાસા નાખી, રાણીને શાપ દઇને એ બેસી રહ્યાં. બિચારાંથી બીજું શું થાય?

ત્રીજે દહાડો થયો અને રાજા આવ્યો.

તેણે રાણીને પૂછયું, "કેમ, બચ્ચાંની બરાબર સંભાળ લીધી હતીને?"

રાણી કહે, "હા."

"સમડીને જવાબ દીધો હતોને?"

રાણી કહે, "હા."

બીજે દિવસે સવારે રાજા દાતણ કરવા બેઠો. સૂર્યનારાયણ ઉગ્યા, તડકો પણ ચડયો; છતાં સમડી ન આવી. નવ વાગ્યા સુધી રાજાએ સમડીની વાટ જોઈ; પણ સમડી કયાંથી આવે?

રાજાએ બરાબર ખાત્રી કરવા ફરીથી રાણીને પૂછયું, "ગઈ કાલે સમડી આવી હતીને?"

રાણી: "હા."

રાજા: "તેં એને શું કહ્યું હતું?"

રાણી: "આપ હંમેશાં કહો છો તેવું જ."

ત્યાં તો આલણશીને એકાએક વાચા થઇ અને તે બોલ્યો, "ના, ના, રાજાજી, એમ નહોતું કહ્યું; પણ એવું કહ્યું'તું કે

'તલવારે મૂઓ તારો આલણશી,
ભાલે મૂઓ તારો પાલણશી,
સાસરીએ મૂઇ તારી મોણવેલધી."

આલણશીનાં આ વચન સાંભળી રાણી તો કાળીભંઠ થઇ ગઇ. રાજા તો લાલચોળ થઇ ગયો.

રાણી ઉપર ખૂબ ક્રોધે ભરાઇ રાજાએ તેને ગામ બહાર કાઢી મૂકી.

વજુભાઇ



# પાંચમારખાં

એક હતો કુંભાર. તેનું નામ પશવો. તેની વહુનું નામ મેઘી. એક દિવસ કુંભાર ફળિયામાં બેઠો બેઠો માટલાં ઘડતો હતો, ત્યાં માખીઓએ તેને બહુ હેરાન કરવા માંડયો. આથી કંટાળી પશવાએ જોરથી ટપલું જમીન પર પછાડયું, તેથી પાંચ માખીઓ મરી ગઇ, એટલે પશવો ફુલાતો

ફુલાતો તેની વહુ પાસે જઇને બોલ્યો, "અરે ઓઝી, સાંભળે છે કે?"

મેઘી: "શું કહો છો પરજાપત?"

પશવો: "જો, આજથી તારે મને પરજાપત ન કહેવો ને ઓઝોય ન કહેવો."

મેઘી: "ત્યારે શું કહેવું?"

પશવો: "જો સાંભળ, આજે મેં પાંચ માખી મારી છે, માટે આજથી તારે મને પાંચમારખાં કહેવો."

પછી બધાં તેને પાંચમારખાં કહેવા લાગ્યાં.

એક દિવસ સાંઝ પડી તોય ગધેડું ચરીને ઘેર આવ્યું નહિ, એટલે મેઘી કહે, "અરે, સાભળો છો કે? આ સાંઝ પડી તોય આપણું ખોલકું આવ્યું નહિ; માટે તમે જઇને શોધી લાવો."

હાથમાં લાકડી લઇ પાંચમારખાં ઠચુક ઠચુક કરતા ચાલ્યા. ચોમાસાનો વખત હતો અને વરસાદ ઝરમર ઝરમર વરસતો હતો.

પલળતા પલળતા પાંચમારખાં આગળ જાય છે, ત્યાં દૂર એક ઝુંપડી જોઇને તે એ તરફ ગયા.

તે ઝુંપડીમાં એક ડોશી રહે. ઝુંપડીમાં વરસાદનું પાણી બહુ પડતું હતું. ડોશી બાપડી બહુ હેરાન થતી ને એકલી એકલી બોલ્યા કરતી,

"હું તો વાઘલાથી ન બીઉં,
હું તો સિંહલાથી ન બીઉં,
હું બીઉં એક ટાઢા ટબૂકલાથી."

તે વખતે વરસાદને લીધે એક સિંહ ડોશીની ઝુંપડી પછવાડે લપાઇ રહ્યો હતો. ડોશીને આવું બોલતાં સાંભળી તે વિચારમાં પડ્યો કે આ ડોશી વાઘસિંહથી પણ નથી બી'તી ને ટાઢા ટબૂકલાથી બી'એ છે, ત્યારે એ ટાઢું ટબૂકલું કેવુંક હશે? એવામાં પાંચમારખાં ત્યાં આવી પહોંચ્યો ને સિંહને ગધેડું ધારી બોલવા લાગ્યો, "હં, હવે લાગમાં આવ્યું છે. ઘેર જઇને જો તારી વલે કરૂં છું તે." એમ કહી સિંહના બે કાન પકડી

પાંચમારખાં તેની ઉપર બેસી ગયો અને પગની એડી મારી તેને દોડાવવા મંડયો. સિંહે જાણ્યું કે આ ટાઢું ટબૂકલું છે! જો કાંઇ બોલીશ તો ભોગ મળશે, એમ ધારી સિંહ તો ચું કે ચાં કર્યા વિના દોડવા લાગ્યો. ઘેર જઇ અંધારામાં ને અંધારામાંજ પાંચ-મારખાંએ તેને બાંધી દીધો.

સવારે મેઘી ફળિયામાં જઇને જુએ છે તો સિંહને દીઠો! એટલે એ તો એકદમ નાઠી ને પાંચમારખા પાસે જઇને કહે, "જુઓ તો ખરા, આ તમે શું લઇ આવ્યા છો? આ તો સિંહ છે! ગધેડું નથી."

સિંહનું નામ સાંભળી પાંચમારખાં તો ધ્રૂજવા લાગ્યા. એટલે મેઘી કહે, "આપણે હવે કંઇ જુક્તિ કરવી પડશે. તમે રાજા પાસે જઇને કહો કે 'મેં સિંહ પકડયો છે, માટે તેને દરબારમાં લઇ જાઓ;' એટલે આપણને ઇનામ મળશે."

પાંચમારખાં દોડતો દોડતો રાજા પાસે ગયો અને બોલ્યો, "રાજાસાહેબ, રાજાસાહેબ, મેં

સિંહ પકડયો છે. તેને તમારા દરબારમાં લઇ જવા સિપાઇને મોકલો." પછી રાજાએ સિપાઇ મોકલ્યા. સિપાઇ સિંહને પાંજરામાં ઘાલી



દરબારમાં લઇ આવ્યા. રાજા તો સિંહને જોઇ ખુશ ખુશ થઇ ગયો અને પાંચમારખાંને રોજની હજાર સોનામહોર આપવાનું ઠરાવી લશ્કરનો ઉપરી બનાવ્યો.

એક દિવસ કોઇ બીજા રાજાએ તે ગામ પર ચડાઇ કરી, એટલે રાજાએ પાંચમારખાંને લશ્કર તૈયાર કરવાનું કહ્યું; પણ લશ્કરનાં માણસો કહે, "અમે કોઇ લડવા જઇશું નહિ.

આ પાંચમારખાં રોજની હજાર સોનામહોર ખાય છે તે એકલોજ લડવા જાય નહિ?" રાજાએ પાંચમારખાંને એકલાને લડવા જવાનું કહ્યું.

પાંચમારખાંએ રાજાના તબેલામાંથી સારામાં સારો ઘોડો લીધો, પણ તેને બેસતાં તો આવડતું નહોતું એટલે એ તેની વહુ પાસે ગયો. તેણે તેને ઘોડા ઉપર બેસાડી દોરડા વતી તેની સાથે ખૂબ બાંધ્યો; પછી એણે ઘોડાને બે ચાર ટફણાં એવાં તો લગાવી દીધાં કે તે ચારે પગે જાય નાઠો. પાંચમારખાં તો બહુજ બી'વા લાગ્યો. ઘોડાને ધીમો પાડવા એ ઘણા બચકારા કરે પણ તે ધીમો પડેજ નહિ. એવામાં એક ઝાડ આવ્યું એટલે તેની ડાળી પાંચમારખાંએ જોરથી પકડી લીધી, પણ ઘોડો તો જોસથી દોડયો જતો હતો તેથી આખું ઝાડ ઉપડીને પાંચમારખાંના હાથમાં આવી ગયું.

પાંચમારખાંને આવતો જોઇ દુશ્મનના લશ્કરનાં માણસો તો વિચારમાં પડયાં કે આવડું મોટું

ઝાડ હાથમાં લઇને હનુમાન જેવો આ કોણ ચાલ્યો આવે છે? કોઇએ કહ્યું, "એ તો સિંહને પકડનાર પાંચમારખાં છે, તે આપણને ઝાડે ને ઝાડે મારી નાખશે." એવું સાંભળ્યું કે બધું લશ્કર ભર્ર્ર્ર્ભટ્ કરતું નાઠું.

પછી રાજાએ તો પાંચમારખાંને અર્ધું રાજપાટ આપ્યું ને પોતાની કુંવરી પરણાવી.

નવલરામ જગન્નાથ ત્રિવેદી

---

# "સંઘર્યો સાપ પણ કામનો"

વડોદરામાં સોમચંદ નામે એક વાણીઓ રહે. તે દરરોજ પોતાનાં બૈરીછોકરાંને કહ્યા કરે કે "ગમે તેવી નજીવી વસ્તુ હોય તો પણ તે કામની છે, એટલે કશું નકામું ગણીને ફેંકી તો દેવું જ નહિ. રાખ અને ધૂળ પણ વાળી રાખીને વેચી હોય તો એને ખેડુત ખાતર માટે લઇ જાય."

છોકરાંને બાપની આ રીત જરાયે ગમે નહિ. એક દિવસ તો સૌથી મોટા છોકરાએ હિમ્મત ધરીને બાપને કહ્યું કે "તમારી તો લોકો મશ્કરી કરે છે, અને તમે 'કંજુસ છો' 'કંજુસ છો' એવી ટીકાઓ કરે છે."

બાપે ઠંડે પેટે જવાબ આપ્યો, "ભાઇ, તું મોટો થાય ત્યારે તને ફાવે તેમ કરજે. હું અત્યારે જે કરૂં છું તે મારા લાંબા અનુભવથી શીખેલું કરૂં છું. હું તો એજ

રીતને વળગી રહેવાનો. તને ધૂળરાખ નકામાં લાગે છે, પણ હું તો કહું છું કે મૂએલો સાપ સંઘરી રાખ્યો હોય તોપણ વખત આવ્યે એ કામ લાગે. બીજા શું કહે છે તેની મારે શી પરવા?"

છોકરાએ કહ્યું, "બાપા, તમારૂં કહેવું સાચું હશે, પણ મને તો આમ સંઘરી રાખવાની જરૂર સમજાતી નથી."

બાપે જવાબ આપ્યો, "પ્રસંગ આવ્યે સમજાશે."

ત્યાર પછી એક દિવસ એવું બન્યું કે એક મરી ગએલો સાપ રસ્તા ઉપર પડ્યો હતો. પેલા છોકરાઓએ તે ઉપાડી લીધો અને બાપ પાસે લાવીને કહ્યું કે "હવે આનો ઉપયોગ અમને સમજાવો."

બાપે કહ્યું," એને આપણા છાપરા ઉપર નાંખી મૂકો અને થોડા દિવસ પછી જો જો."

હવે એક દિવસ રાજાની રાણી ન્હાવા માટે મહેલની અગાશી ઉપર ગઇ. ત્યાં તેણે કપડાં અને ઘરેણાં કહાડીને એક પત્થરની બેઠક ઉપર મૂક્યાં. ઉંચે આકાશમાં એક

સમડી ઉડતી હતી, તેણે રાણીનો હીરા જડેલો ચળકતો હાર જોયો. આ કાંઇ સરસ ખોરાક છે એમ માની ઝપટ મારીને તે એને ઉપાડી ગઇ.

રાણીએ સમડીને હાર ઉપાડી જતાં જોઇ, એટલે તે તો ઝટપટ પોતાનાં કપડાં પહેરી લઇ રાજા પાસે દોડી અને હાર ગયાની વાત કહી.

સમડી તરત પોતાની ભૂલ સમજી ગઇ અને બીજું કંઇ ખોળવા લાગી, એટલામાં પેલા વાણીઆના છાપરા ઉપર મૂએલો સાપ પડયો હતો તેના ઉપર તેની નજર પડી. હાર છાપરા ઉપર મૂકી સાપને ઉપાડી સમડી ઉડી ગઇ.

રાજાએ ગામમાં દાંડી પીટાવીને જાહેર કર્યું કે "જે કોઇ હાર લઇ આવશે તેને દસ હજાર રૂપિયા ઇનામ આપવામાં આવશે." સોમચંદે આ સાંભળ્યું એટલે તેણે પોતાના મોટા દીકરાને બોલાવીને કહ્યું, "સમડી આપણા છાપરા ઉપર હાર નાંખી ગઇ હોય તો જો જોઇએ."

છોકરો છાપરા ઉપર જઇને જુએ છે તો પેલો હીરાજડિત હાર ત્યાં પડેલો! હાર લઇને તે એકદમ નીચે દોડ્યો અને બાપનું ડહાપણ તથા અગમબુદ્ધિ જોઇને રાજી થયો.



વાણીઓ હાર લઇ રાજા પાસે ગયો. રાજાએ તેને ઇનામ આપ્યું. ઘેર આવીને વાણીઆએ પોતાનાં છોકરાંને કહ્યું કે "હવે તો તમારી ખાતરી થઇને કે સંઘર્યો સાપ પણ કામનો છે?"

નરહરિ પરીખ

## પાન્તા ડોશી

એક હતી ડોશી. એનું નામ પાન્તા. એને પાન્તાભાત* બહુ ભાવે. એને ઘેર રોજ એક ચોર આવે ને વાસી ભાત ખાઇ જાય.

એક દિવસ પાન્તા ડોશી લાકડી લઇને રાજા પાસે ફરિયાદ કરવા ચાલી.

ડોશી નદીની ધારે થઇને જતી હતી ત્યાં એક માછલીએ એને દીઠી. માછલી બોલી, "ડોશીમા, ડોશીમા, ક્યાં જાઓ છો?"

---

* પાણીમાં બોળી રાખેલો રાતનો વાસી ભાત.

પાન્તાડોશી કહે, “ચોર મારો પાન્તા-ભાત ખાઇ જાય છે, તેથી આજે તો રાજા પાસે ફરિયાદ કરવા જાઉં છું.” માછલી



કહે, “વળતાં મને લઇ જજો; તમને લાભ થશે.”

ડોશી કહે, “ઠીક.”

પાન્તા ડોશી બીલીના ઝાડ નીચે થઇને ચાલી. એક બીલું નીચે પડ્યું હતું, તે બોલ્યું “પાન્તા ડોશી, ક્યાં જાઓ છો?”

પાન્તા ડોશી બોલ્યાં, "ચોર મારો પાન્તા-ભાત ખાઇ જાય છે; તેથી રાજા પાસે ફરિયાદ કરવા જાઉં છું."

બીલું કહે, "પાછાં વળતાં મને લઇ જજો; તમને લાભ થશે."

ડોશી કહે, "ઠીક."

આગળ જતાં છાણે પાન્તા ડોશીને દીઠાં. છાણ કહે, "પાન્તા ડોશી, પાન્તા ડોશી, ક્યાં જાઓછો?"

પાન્તા ડોશી બોલ્યાં, "ચોર મારો પાન્તા-ભાત ખાઇ જાય છે, તેથી આજ તો રાજા પાસે ફરિયાદ કરવા જાઉં છું."

છાણ કહે, "પાછાં વળતાં મને લઇ જજો, તમને લાભ થશે."

પાન્તા ડોશી કહે, "સારૂં."

ત્યાર પછી થોડેક દૂર જતાં પાન્તા ડોશી-એ એક અસ્રો જોયો. અસ્રો કહે, "પાન્તા ડોશી, ક્યાં જાઓ છો?"

ડોશી બોલ્યાં, "ચોર મારો પાન્તાભાત ખાઇ જાય છે, તેથી આજ તો રાજા પાસે ફરિયાદ કરવા જાઉં છું."

અસ્ત્રો કહે, "પાછાં જતાં મને તમારી જોડે લઇ જજો, તમને લાભ થશે."

ડોશી કહે, "ઠીક."

પાન્તા ડોશી રાજાને મહેલ આવી જુએ તો રાજા ન મળે, આથી ફરિયાદ થઇ નહિ. પાછાં વળતાં ડોશીને માછલી, બીલું, છાણ અને અસ્ત્રાની વાત સાંભરી. બધાંને લઇને ડોશી ઘેર આવી, એટલે અસ્ત્રો કહે, "મને ઘાસ ઉપર મૂકી દો." ડોશીએ એને ઘાસ ઉપર મૂકી દીધો.

પછી છાણ કહે, "મને પાટલા ઉપર મૂકી દો." ડોશીએ છાણને પાટલા ઉપર મૂક્યું. બીલું કહે."મને ચૂલામાં મૂકો." ડોશીએ એમ કર્યું.

છેવટે માછલી બોલી, "મને તમારા વાસી ભાતમાં રાખો." ડોશીએ તેને વાસી ભાતમાં મૂકી.

રાત પડી. ડોશી ખાઇને સૂઇ ગઇ. મોડી રાતે ચોર આવ્યો. એને ખબર નહિ કે શા શા ઘાટ ઘડાયા છે; તેથી એણે વાસી ભાતના હાંલ્લામાં હાથ ઘાલ્યો. ત્યાં તો માછલીએ એને એવો કાંટો માર્યો કે તેની આંખમાંથી આંસુ

નીકળી પડ્યાં.

ચોર રડતો રડતો તાપવા સારૂ ચૂલા પાસે ગયો. ચૂલામાં હાથ ઘાલ્યો, ત્યાં તો બીજું ફટાક કરતું ફાટ્યું અને એની આંખમાં ને મોંઢામાં જોરથી વાગ્યું. ઘરમાંથી



એ નાશી છુટવા જતો હતો તેવામાં તેનો પગ છાણ ઉપર પડ્યો ને તે લપસી ગયો

ને ધબાક લઇને છાણની ઉપર પડયો. છાણ લાગ્યાથી તે ભૂત જેવો થયો ને બૂમ પાડી ઉઠયો. ઘાસમાં પગ લહોવા જાય ત્યાં તો તેના પગમાં અસ્રો વાગ્યો.

છેવટ ચોરે બૂમ પાડી, "બાપ રે, મરી ગયો!" તે સાંભળી બધા લોક દોડી આવ્યા અને એને પકડી લીધો.

શાન્તાબેન

---

# અટુલ મૂર્ખો

એક બ્રાહ્મણનો કોદર કરીને મૂર્ખ છોકરો તેનાં મોટાભાઇ અને વિધવા બેન સાથે રહેતો હતો. એક વાર તેણે બેનને કહ્યું, "મને ઉપર ઘીવાળો કંસાર ખાવાનું મન થયું છે, તે કરી ન આપે?"

બેન બોલી, "કંસાર ખાવો હોય તો જા ભાઇને સાસરે."

કોદર તો કપડાં પહેરી જવા તૈયાર થયો એટલે બેને એને શિખામણ દીધી, "અલ્યા, જોજે પાઘડીને નવો રંગ ચઢાવેલો છે, માટે તેને ભીનો હાથબાથ દેતો નહિ ને વહેવાઇને ત્યાં પૂછવામાં આવે તો એક વાતની હા, ને બીજી વાતની ના પાડજે."

"બહુ સારું" કહી કોહરભાઇ મલકાતા મલકાતા ચાલવા લાગ્યા. કેટલાક ગાઉ જતાં ઉનાળાની ગરમીને લીધે તેને તરસ લાગી. નજીકમાં તળાવ જોઇ કોહર ત્યાં પાણી પીવા ગયો. પાળે ચડતાં એને બેનની શિખામણ યાદ આવી. એને થયું કે જો પોશે પોશે પાણી પીશ તો ભૂલેચુકે ભીનો હાથ પાઘડીને અડી જશે.



આથી વાંદરાની પેઠે તે વાંકો વળીને મોંઢેથી પાણી પીવા લાગ્યો. ભોગજોગે ડોકું નીચે નમાવતાં પાઘડી પાણીમાં પડી ગઇ. હાથ અડાડવો ન પડે માટે તે પાઘડીમાં માથાં મારવા લાગ્યો. પણ જેમ જેમ એ માથાં મારે તે

તેમ પાઘડી ભીંજાતી જાય; આખરે પાણીથી તરબોળ થએલી પાઘડી તેને માથે આવી. ખુશી થઇને તેણે ચાલવા માંડયું. કાચા કસુંબલ રંગના રેલા તેનાં કપડાં પર ઉતરવા લાગ્યા, તેથી જાણે કોઇ પાઘડી સાથે સનાનીઓ આવ્યો હોય એવો તે દેખાવા લાગ્યો. ભાઇ-ને સાસરે પહોંચ્યો ત્યારે તેનો દેખાવ જોઇ ઘરનાં બધાં ગભરાટમાં પડયાં.

વહેવાઇએ પૂછયું, "કેમ કોદર ભટ્ટ, તમે ઘેરથી આવ્યા?"

કોદર ભટ્ટ કહે, "હા."

"ત્યાં સૌ સારૂં છે?"

"ના."

વહેવાઇ કહે, "કોઇ માંદુ છે?"

કોદર ભટ્ટ કહે, "હા"

"તમારાં બેન માંદાં છે?"

"ના"

"તમારા ભાઇ માંદા છે?"

"હા."

"તેમને કરાર થવા લાગ્યો છે?"

"ના."

"ઓસડવેસડ ચાલે છે?"

"હા."

"તેની કાંઇ ટેકી લાગતી નથી?"

"ના."

"તમે ભીને કપડે આવ્યા છો તેથી ભય રહે છે કે તેમણે દેહ છોડયો હોય, કેમ ખરૂં કે?"

"હા."

આ વાત સાંભળતાં ઘરમાં રડારોળ થઇ રહી, એટલે તેમની પેઠે કોહદર પણ પોકેપોક મૂકીને રોવા લાગ્યો. તેથી સર્વે સગાંવહાલાંની ખાતરી થઇ કે જરૂર જમાઇનું મરણ થયું છે. સૌ તળાવે નહાવા ગયાં; તેમની સાથે કોહદરભાઇએ પણ સ્નાન કર્યું. રોકકળ પૂરી થયા પછી આખા મગ સાથેની ખીચડી

રંધાઇ. કોદરના ભાણામાં ખીચડી આવતાં જ તેના મનમાં કંઇનું કંઇ થઇ આવ્યું.

બીજે દહાડે પરોઢિયામાં ઉઠીને કોઇને જણાવ્યા વગર તે છાનોમાનો પોતાને ગામ નાશી ગયો, ને ગુસ્સામાં આવી બેનને કહેવા લાગ્યો, "તેં મને ભાઇને સાસરે કંસાર ખાવા મોકલ્યો, પણ ત્યાં તો મને મગની ખીચડી ખાવા મળી!"

બેન કહે, "કેમ વારૂ?"

તે બોલ્યો, "ભાભી રાંડ્યાં તે માટે."

બેન કહે, "મેર મૂર્ખા, ભાઇ જીવે છે ને ભાભી શી રીતે રાંડે?"

કોદરે કહ્યું, "ત્યારે હું જીવું છું ને તું કેમ રાંડી?"

હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા

## વાણીઓ અને કાગડો

એક કાગડો હતો. તે રોજ એક વાણીઆના છોકરાના હાથમાંથી પૂરી લઇ જાય. વાણીઓ ખીજાયો. તેણે વિચાર કર્યો કે આ કાગડાને એવી શિક્ષા કરવી કે ફરીથી એ પૂરી લેતો જ ભૂલી જાય.

ગામ બહાર એક વડ હતો. મોંઢામાં દહીં ભરીને એની નીચે સૂઇ જઇને વાણીએ

મરી જવાનો ઢોંગ કર્યો. આંખો ફાટી રાખી અને હાલતો ચાલતો બંધ થઇ ગયો. પેલો કાગડો ઉડતો ઉડતો ત્યાં આવ્યો.



કાગડો કહે, "વાણીઓ મરી ગયો લાગે છે, માટે હવે દહીં ખાઇએ."

કાગડાભાઇ તો વાણીઆના મોંમાં ચાંચ નાખવા જાય ત્યાં તો વાણીએ મોં બંધ કરી દીધું અને કાગડાભાઇને મજબૂત પકડી રાખ્યા.

કાગડે વિચાર્યું કે હવે છૂટી જવાની કંઇક યુક્તિ કરવી જોઇએ

કાગડે વાણીઆને પૂછ્યું, "કોણ કાકો નંદ કે?"

વાણીઆને થયું કે જો જવાબ દઇશ તો મોઢું ઉઘડશે અને કાગડો ઉડી જશે, એટલે [illegible] બોલ્યો, "હું ઉં",

આથી તો કાગડાભાઇની ચાંચ ખૂબ દબાઇ અને એ મરવા જેવો થઇ ગયો.

વાણીઆને લાગ્યું કે હવે શિક્ષા બહુ થઇ માટે એને છોડું.

પછી તેણે કાગડાને છોડી દીધો.

ફરી કોઇ દિવસ કાગડો વાણીઆના છોકરા સામુંય જોવા ન આવ્યો.

ગજુભાઇ

---

# પેંડાભાઇ

એક હતો ડોસો ને એક હતી ડોશી. એ એક ઝુંપડામાં રહે. એમની પાસે પૈસા હતા, ખાવાપીવાનું હતું, લુગડાંલત્તાં હતાં, બધુંય હતું; પણ એમને એકેય છોકરૂં નહિ. એ કહે, "એક છોકરૂં હોય તો સારૂં."

એક દિવસ ડોશીમા રસોડામાં બેઠાં હતાં. એમને થયું, લાવને આજે પેંડો બનાવું.

દૂધનો માવો કરી, ખાંડ નાખી ડોશીએ તો એક પેંડો બનાવ્યો. પેંડો બહુ સરસ બન્યો.

ડોશીમા કહે, "આવા પેંડાને તે કેમ ખવાય?"

ડોસો કહે, "ત્યારે રાખી મૂકને."

ડોશીમાએ પેંડાને એક પેટીમાં રાખી મૂકયો, ને એનું નામ પેંડાભાઇ પાડ્યું. રોજ ડોશી પેટી ઉઘાડે ને પેંડાભાઇને જોઇ રાજીના રેડ થઇ જાય.

થોડા દિવસ થયા ત્યાં તો પેંડાભાઇને નાના નાના બે હાથ આવ્યા. ટીણી ટીણી ટાંટુડીઓ આવી ને રૂપાળું એવું મોઢું થયું! પેંડાભાઇ તો ધીમે ધીમે ચાલવા લાગ્યા.

ડોશી તો ખુશ ખુશ થઇ ગયાં. એમને થયું કે લાવને પેંડાભાઇ સારૂ ચાલણગાડી ઘડાવું. સુથાર પાસે જઇને ડોશી કહે, "સુથાર, સુથાર, એક નાની ચાલણગાડી ઘડી આપને. પેંડાભાઇને ચાલતાં શીખવું છે."

સુથાર કહે, "હા માડી, લ્યો ઘડી આપું." આમ કહેતેકને સુથારે તો એક મઝાની ચાલણગાડી ઘડી આપી.

પેંડાભાઇ તો ચાલણગાડીએ ચાલતાં શીખ્યા.

થોડા દિવસ થયા ત્યાં તો પેંડાભાઇ બોલતાં શીખ્યા. 'બા' ને 'બાપા' ને એવું એવું બોલવા લાગ્યા. ડોશીમા તો ખૂબ રાજી થયાં.

એમ કરતાં પેંડાભાઇ મોટા થયા.

એક દિવસ પેંડાભાઇ બહાર નીકળ્યા. એ મનનાં કહે, લાવને જરા આઘે જઇ આવું. એ તો ઉપડયા.

જરા વાર થઇ ત્યાં ડોશીમાને થયું, ભાઇ કયાં? બહાર નીકળી ડોશી કહે, "બાઇ પાડોશણ, મારો પેંડો જોયો?"

"હા માડી, એ તો એ....ઇ પેલી ભાગોળે પહોંચ્યો." ડોશીમા તો લાકડી લઇને ઠચૂક ઠચૂક કરતાં ભાગોળે આવ્યાં. પેંડાભાઇ આઘે ઉભા હતા.

ડોશી કહે, "બેટા, ઘેર ચાલને, દૂધ ટાઢું થઇ જાય છે."

પેંડાભાઇ કહે, "ના મા, હું તો નહિ આવું. મારે તો દુનિયા જોવા જવું છે."

આમ કહેતેકને પેંડાભાઇ તો દોડવા મંડ્યા. ડોશીમા ઉતાવળાં ઉતાવળાં પાછળ ચાલે, પણ એ તો ઘરડું પાન; એ તે કેટલું ચાલે? પછી તો ડોશી સાદ પાડવા લાગ્યાં, "પેંડાભાઇ, હવે પાછો વળ."

પણ પેંડાભાઇ તો જાય દોડ્યા. પાછું વાળીને જુએજ શાના? ત્યાં તો ડોસા પણ આવ્યા. ડોસાય પેંડાભાઇની પાછળ દોડ્યા, પણ એય કેટલું દોડે? બિચારા ડોસા ખરા-ને? થોડેક ગયા ત્યાં ડોસા પણ થાક્યા. સાદ પાડીને કહે, "હવે પાછો વળ. દીકરા, પાછો વળ, પાછો."

"બાપા, હું તો હવે મોટો માણસ થયો, હવે તે મને ઘરમાં ગોઠે?" આમ કહેતેકને પેંડાભાઇએ દોટ મૂકી.

બિચારાં ડોસોડોશી પાછાં વળ્યાં.

રસ્તે ચાલતાં પેંડાભાઇને ચરતી ગાય મળી. ગાય તો પેંડાને જોઇને રાજી રાજી થઇ ગઇ.

ગાય કહે, "વાહ, પેંડાભાઇ, તમે તો બહુ રૂપાળા લાગો છો! મને તો ખાવાનું મન થઇ જાય છે."

પેંડાભાઇ કહે, "છટ્, હું તે તારે હાથ આવું?

મેં વટાવી ઘરડી ડોશી,
એક વટાવ્યો ડોસો
ને હવે વટાવું તને."

આમ કહેતાકને પેંડાભાઇ તો દોડયા. પાછળ ગાય ઘણુંય દોડી, ઘણુંય દોડી, પણ કાંઇ પેંડાભાઇ હાથ આવે? એ તો આ....ઘે દોડી ગયા. બિચારી ગાય પાછળ પડી ગઇ.

આગળ જતાં પેંડાભાઇને પાણી પીતો ઘોડો મળ્યો. ઘોડો કહે, "વાહ, પેંડાભાઇ, તમે તો બહુ રૂપાળા લાગો છો! મને તો ખાવાનું મન થઇ જાય છે."

પેંડો કહે, "છટ્, હું તે તારે હાથ આવું?

મેં વટાવી ઘરડી ડોશી,
મેં વટાવ્યો ઘરડો ડોસો,

એક વટાવી ગાવડી
ને હવે વટાવું તને."

આમ કહેતાકને પેંડાભાઇ તો દોડયા. બિચારો ઘોડોય પાછળ પડી ગયો.

પછી પેંડાભાઇને હળ હાંકતો ખેડુત મળ્યો.

ખેડુત કહે, "વાહ, પેંડાભાઇ, તમે તો બહુ રૂપાળા લાગો છો! તમને ખાઉં?"

પેંડો કહે, "છટ્,

મેં વટાવી ઘરડી ડોશી,
મેં વટાવ્યો ઘરડો ડોસો,
મેં વટાવી ચરતી ગાય,
એક વટાવ્યો ઘોડો
ને હવે વટાવું તને."

કહેતેકને પેંડાભાઇ તો જાય દોડયા.

આગળ જતાં પેંડાભાઇને થયું, હું કેવો જબરો!

ત્યાં તો પેંડાભાઇને એક શિયાળ મળ્યું. શિયાળ તો પેંડાભાઇની પાછળ દોડયું.

પેંડાભાઇ કહે,

"મેં વટાવી ઘરડી ડોશી
મેં વટાવ્યો ઘરડો ડોસો,
મેં વટાવી ચરતી ગાય,
મેં વટાવ્યો મોટો ઘોડો,
એક વટાવ્યો ખેડુ
ને હવે વટાવું તને."

શિયાળ કહે, "પેંડાભાઇ, હું તે તમને શીદને પકડું? તમારામાં છે શું?"

પેંડાભાઇને થયું કે શિયાળબાઇ ભલાં છે.

હવે પેંડાભાઇ તો એક નદી કાંઠે આવ્યા. નદીમાં પાણી તો માય નહિ. પેંડાભાઇ કેમ કરી આગળ જાય? પાછું વાળીને જુએ ત્યાં તો ગાય, ઘોડો, પટેલ ને એ બધાં આવતાં'તાં. પેંડાભાઇ તો ગભરાયા.

શિયાળ કહે, "પેંડાભાઇ, ગભરાવ છો શું કામ? બેસોને મારી પૂંછડી ઉપર; નિરાંતે સામે કિનારે મૂકી આવીશ."

પેંડાભાઇ તો કૂદતેકને બેઠા પૂંછડી ઉપર.

થોડેક જતાં શિયાળ કહે, "પેંડાભાઇ, મારી તો પૂંછડી થાકી ગઇ; જરા વાંસા ઉપર બેસોને."

પેંડાભાઇ તો વાંસા ઉપર બેઠા.

વળી થોડેક ગયાં ત્યાં શિયાળ કહે, "પેંડાભાઇ, મારી તો કેડો રહી ગઇ, જરા ખભા ઉપર બેસોને."

પેંડાભાઇ તો કૂદતાકને બેઠા ખભા ઉપર.

વળી થોડેક જતાં શિયાળ કહે, "મારા તો ખભા દુખ્યા. મારા નાક ઉપર ના બેસો?"

"હા, હા, નાક ઉપર તો ભારે મઝા પડે!" એમ કહીને પેંડાભાઇ નાક ઉપર બેઠા.

થોડે જતાં શિયાળે બગાસું ખાધું. પેંડાભાઇને થયું કે લાવને એના મોંમાંજ બેસી જાઉં, કાંઠેજ ઉતરીશું." પેંડાભાઇ તો કૂદતાકને મોંમાં પેઠા, શિયાળબાઇને મઝા પડી.

થોડી વારે પેંડાભાઇ કહે, "શિયાળભાઇ, શિયાળભાઇ, હું તો અડધો થઇ ગયો. આ શું?" શિયાળ કાંઇ બોલી નહિ. વળી પેંડાભાઇ કહે, "શિયાળભાઇ, શિયાળભાઇ, આ શું કરો છો? મને શીદને ખાવ છો?" શિયાળ તો કાંઇ બોલી નહિ. પછી તો પેંડાભાઇ વળી અર્ધા થઇ ગયા! શિયાળભાઇ એમને ખાઇ ગયાં.

ચન્દ્રશંકર



# કરે તેવું પામે

એક હતો સતો, એક હતો પતો, એક હતો બાબર ને એક હતો લાલજી મનીઆર.

ચારે જણા રાજાના દરબારમાં ગયા: સતાએ સાત સલામ કરી, પતાએ પાંચ સલામ કરી, બાબરે બે સલામ કરી, લાલજી મનીઆરે પાછા ફરી પૂંઠ બતાવી.

રાજાએ સતાને સાત રૂપીઆ આપ્યા, પતાને પાંચ રૂપીઆ આપ્યા, બાબરને બે રૂપીઆ આપ્યા, લાલજી મનીયારને કોરૂ ઠીંકરૂં આપ્યું.

ચારે જણા રાજાની નોકરીમાં રહ્યાઃ સતાએ સાત કામ બજાવ્યાં, પતાએ પાંચ કામ

બજાવ્યાં, બાબરે બે કામ બજાવ્યાં. લાલાજી મનીઆરે એકે નહિ. રાજાએ સતાને સાત ઘોડા આપ્યા, પતાને પાંચ ઘોડા આપ્યા, બાબરને બે ઘોડા આપ્યા, લાલાજી મનીઆરને એક ગધેડું આપ્યું.

ચારે જણા ચોર પકડવા ગયાઃ સતો સાત ગાઉ દોડયો, પતો પાંચ ગાઉ દોડયો, બાબર બે ગાઉ દોડયો, લાલજી મનીઆર ત્યાંનો ત્યાં રહ્યો.

રાજાએ સતાને સાત ગામ આપ્યાંઃ પતાને પાંચ ગામ આપ્યાં, બાબરને બે ગામ આપ્યાં, લાલજી મનીઆરનું ઘર ખુંચવી લીધું.

સતાએ ખુશી થઇ સાત લાડુ ખાધા, પતાએ પાંચ લાડુ ખાધા, બાબરે બે લાડુ ખાધા, લાલજી મનીઆરે માર ખાધો.

સતો સાત ગામનો ધણી થયો, પતો પાંચ ગામનો ધણી થયો, બાબર બે ગામનો ધણી થયો, લાલાજી મનીઆર નાસી ગયો.

મુળજીભાઇ તલાટી

---

# વાંદરો

એક હતો વાંદરો. એક વખત તે એક ગામમાં જઇ ચડયો. ત્યાં એક ઉકરડો ફેંદતાં ફેંદતાં એને બે જૂનાં ખાસડાં જડયાં.

ખાસડાં જોઇને વાંદરો તો ખુશ ખુશ થઇ ગયો. તેણે તે હાથમાં લીધાં ને કરડવાનું શરૂ કર્યું, પણ ખાસડાં એવાં અક્કડ કે તેનાથી કરડયાં કરડાય નહિ.

એના મનમાં થયું કે આમ વગર મહેનતે મળેલી આવી રૂપાળી વસ્તુ નાખી દેવી તે ઠીક નહિ. ખાસડાંનો કેવો ઉપયોગ કરવો તેનો વિચાર કરતો કરતો તે એક તળાવની પાળ ઉપર આવી ચડયો. ચારે તરફ નજર નાખી ત્યાં એને એક વિચાર સૂઝયો.

પાળ ઉપર થોડાંક હાડકાં પડેલાં હતાં તે વીણીને તેણે એક મઝાની મઢી બનાવી અને પાસેજ છાણના પોદળા પડયા હતા તે લઇ મઢીને લીંપીગુંપીને સારી રીતે શણગારી.

મઢી તૈયાર કરીને એ પાસેના શહેરમાં ગયો.

એક વાણીઅણે એની ઝીકથી ભરેલી કાશ્મીરી સાલ પોતાના ઘર ઉપર તડકે સૂકવી હતી. વાંદરો હૂપ હૂપ કરતો એજ ઘર ઉપર આવી ચડયો.

શાલ ઉપાડીને તરતજ તે મઢી તરફ નાઠો. મઢીએ જઇ જરા સારી રીતે ન્હાઇ ધોઇ, શાલ ઓઢી, બે કાનમાં પેલાં બે ખાસડાં લટકાવીને એ તો રોફથી રાજાની માફક બેઠો.

તળાવનું પાણી પીવા કોઇ પ્રાણી આવે તો વાંદરો રોફથી બોલે, "અલ્યા એઇ! જોતો નથી? આંખો છે કે નહિ? અહીં રાજા બેઠા છે એ નથી ભાળતો? ખબરદાર, જો સલામ ભર્યા વિના એક ઘુંટડોય પાણી પીધું તો

ગાલ ફાડી નાખીશ. વળી સલામ ભરતાં આટલું કહેજે,

રૂપા કેરી મઢુલી ને સોને લીંપી છે;
કાનમાં બે લવિંગીઆં ને રાજા બેઠા છે."

વાંદરાભાઇ તો વનના હરેક પ્રાણીને આ પ્રમાણે દમ દે અને સલામ ભરાવે.

પછી એણે તો વાઘને ચોકી કરવા રાખ્યો, વરૂને પગ દાબવા રાખ્યો અને ચિત્તાને છડી પોકારવા રાખ્યો.

વનના રાજા સિંહને એની એવી ધાક લાગી ગઇ કે તે એનો ઢોલીઓ ઢાળનાર નોકર બન્યો.

સાંજસવાર, સિંહ, વાઘ, વરૂ, ચિત્તો ઉભા થઇ આ નવા રાજાને સલામ ભરે અને બોલે,

"રૂપા કેરી મઢુલી ને સોને લીંપી છે,
કાનમાં બે લવિંગીઆં ને રાજા બેઠા છે."

હરકોઇ પશુપંખી જ્યારે જ્યારે તળાવે

આવે ત્યારે આ નવા રાજાજીને સલામ ભરી નરમાશથી બોલે,

"રૂપા કેરી મઢુલી ને સોને લીંપી છે,
કાનમાં બે લવિંગીઆં ને રાજા બેઠા છે."

આટલું કહ્યા પછીજ સૌ પાણી પી શકતાં.

એક વખત એક શિયાળ ત્યાં પાણી પીવા આવી ચડ્યું. એને આ નવા રિવાજની કાંઇ ખબર નહોતી, એટલે એ તો પાણી પીવા મંડ્યું: ત્યાં તો વાંદરાભાઇની નજર એના ઉપર પડી.

જરા મિજાજ ગયો હોય એમ તે બોલ્યો, "અલ્યા કોણ એ? ખબર નથી કે સલામ ભરીનેજ પાણી પીવાનું છે?"

શિયાળને થયું કે આ વળી કોણ સલામ ભરાવનારૂં? એણે ત્રાંસી નજરે વાંદરા સામું જોયું.

વાંદરો કહે, "અલ્યા બદમાસ, ખબર

નથી કે સલામ ભરીને નીચે મુજબ મજરો કરીનેજ પાણી પીવાનું છે?

રૂપા કેરી મઢુલી ને સોને લીંપી છે,
કાનમાં બે લવિંગીઆં ને રાજા બેઠા છે."

શિયાળ કહે, "બાપુ, હું તો અહીં પહેલ વહેલું જ આવું છું. મને ક્યાંથી ખબર હોય?"

વાંદરો કહે, "બોલ ત્યારે."

શિયાળ કહે, "રાજાજી, મને તરશ બહુ લાગી છે. મારૂં ગળું સુકાઇ જાય છે. અત્યારે જો મહેરબાની કરી પાણી પી લેવા દ્યો તો સારૂં. પછી આપ કહેશો તેમ કરીશ."

વાંદરો કહે, "જા ત્યારે, પાણી પી લે. વળતી વખતે કહ્યા મુજબ કરજે.

શિયાળે ઠંડે પેટે નિરાંતે પીવાય એટલું પાણી પીધું. પાણી પીને એ છાનું માનું જતું રહેવા જાય છે ત્યાં વાંદરે હાકલ મારી, "અલ્યા લુચ્ચા, ભૂલી ગયો કે? ખબરદાર, જો એમ ને એમ ચાલ્યું ગયું તો."

જાણે બીક લાગી હોય એમ શિયાળ બોલ્યું, "નામદાર, ભૂલી ગયું. આ ઘડપણમાં બુદ્ધિ બહેર મારી ગઇ છે એટલે કાંઇ સાંભરતું નથી. પેલું કહ્યું'તું એ ફરીથી કહોને."

વાંદરો કહે, "જો આમ કહીને સલામ ભરવાની છે,

રૂપા કેરી મઢુલી ને સોને લીંપી છે,
કાનમાં બે લવિંગીઆં ને રાજા બેઠા છે."



વાંદરો ઉપર મુજબ કહેતો હતો ત્યારે શિયાળ તાકીતાકીને એના સામું જોતું હતું.

ઘડીક રહીને ધીમે ધીમે શિયાળ બોલ્યું,

"હાડકાંની મઢુલી ને છાણે લીંપી છે!
કાનમાં બે ખાસડીઆં ને બંદર બેઠા છે!"

શિયાળ આમ બોલ્યું ત્યાં તો સિંહ ગર્જ્યો, વાઘ ઘુરક્યો, ચિત્તે ડોળા ફાડ્યા અને વરૂએ તો વાંદરા તરફ દોટ જ મૂકી.

સૌએ ભેગા મળી વાંદરાને મારી નાંખ્યો.

વજુભાઇ



## "ટપ તેર, નવ કેમ?"

"ટપ તેર, નવ કેમ?
ચૂપ! ચાર છાશમાં,
છાશ તારી ઘેંસમાં
ને લાવ ચાર શાકમાં"

એક પટેલ રોજ તેર રોટલા ખાય. એક દિવસ તેને ઘેર મહેમાન આવ્યા. પટલાણીને થયું કે મહેમાનની સાથે પટેલ જમતા હશે ત્યારે જો એક સાથે તેર રોટલા તેને પીરસી દઇશ તો મહેમાન જાણશે કે આ તે કેવો ખાનારો! એટલે જ્યારે બધા જમવા બેઠા ત્યારે

પટલાણીએ એને નવ રોટલા પીરસ્યા. પટેલ તો ગભરાયા! એમણે પૂછયું:

"ટપ તેર, નવ કેમ?"

એટલે રોજ તો તું ટપ દઇને તેર રોટલા પીરસે છે અને આજે નવ કેમ?

પટલાણીએ તેના કાન પાસે જઇ હળવેથી જવાબ દીધો:

"ચૂપ! ચાર છાશમાં,"

એટલે પાછળથી છાશ આવશે તે વખતે ચાર રોટલા આપીશ. પટેલે કહ્યું:

"છાશ તારી ઘેંસમાં
ને લાવ ચાર શાકમાં,"

એટલે છાશ તો હું ઘેંસમાં ખાઇશ, માટે ચાર રોટલા અત્યારે શાક વખતે જ લાવ.

હરિહર પ્રા. ભટ્ટ

# દેવચકલી

એક હતો ડોસો. એણે એક દેવચકલી પાળી.

ડોસો રોજ જંગલમાં જાય. જંગલમાંથી લાકડાની નાની નાની ભારીઓ લાવે ને ગામમાં જઇને વેચી આવે. એ પૈસામાંથી આનાના દૂધચોખા લાવે ને ચકલી માટે ખીર કરે. ડોશીથી આ જોયું જાય નહિ. તે રોજ કંકાસ કરે.

એક દિવસ ડોસો જંગલમાં ગયો. ડોશીએ ચકલીને ખૂબ મારીને એની ચાંચ કાપી લીધી.

ચકલી તો રડતી રડતી ઉડી ગઇ. ડોસે તો ઘેર આવીને ખીર કરી. રોજ ખીર થાય ત્યારે ચકલી જ્યાં હોય ત્યાંથી આવીને ડોસાને ખભે બેસે; પણ આજે તો ચકલી ક્યાં હતી કે આવે?

ડોસો કહે, "ચકલી ક્યાં?"

ડોશી કહે, "મેં એને મારીને કાઢી મૂકી."

ડોસો લઢ્યો, રડ્યો ને રિસાઇને જતો રહ્યો. એ તો ચાલ્યો: આમ જાય, તેમ જાય; આગળ જાય, પાછળ જાય; ઝાડ જુએ, ઝાંખરાં જુએ; નદી જુએ, નાળાં જુએ; ખાડા જુએ, ટેકરા જુએ.

એવે ચકલી ચીં ચીં બોલી. ડોસે ઉંચે જોયું.

ચકલી—બાપુ, ક્યાં જશો?

ડોસો—તને ખોળવા.

ચકલી—ચાલો, મારે ઘેર.

ડોસો ચકલીને ઘેર ગયો. ઓરડામાં ઉતારા આપ્યા; દાડમી દાતણ આપ્યાં; તાંબાકુંડીમાં

ના'વણ આપ્યાં; ભોજનમાં લાપશી આપી; મુખવાસમાં એલચી આપી; પોઢણમાં ઢાલીઆ આપ્યા.

બીજે દિવસે ડોસો ઘેર જવા નીકળ્યો.

ચકલી—બાપુ, આ બે ડાબલીઓ લેતા જાવ.

એક ડાબલી ભારે, બીજી હલકી. ભારે ન ઉંચકાઇ એટલે ડોસો કહે, "હું તો હલકી લઇ જઇશ."

ડોસો તો ઘેર ગયો. ડોશી રાજી રાજી થઇ ગઇ.

ડાબલી ઉઘાડી તો મહીં તો હીરા ને માણેક; સોનું ને રૂપું.

ડોશીને મન થયું, લાવને હુંય ચકલી-ને ત્યાં જાઉં.

ડોશીબાઇ લાકડી ઠેકાવતાં ઠેકાવતાં ચાલ્યાં. જંગલમાં ચકલી મળી.

ચકલી—માજી, માજી, ક્યાં જશો?

ડોશી—આ, બહુ દિવસ થયાં તને જોઇ નહોતી, તે મને ચિંતા થઇ કે લાવને મળી આવું.

ચકલી—ચાલો મા ઘેર.

ડોશી તો ચકલીને ત્યાં ગયાં.

ખોરડાના ઉતારા, થોરીઆનાં દાતણ,
ખાબોચિયાંનાં નાવણ, ભઇડકાનાં ભોજન,
લીંડીના મુખવાસ, ખાટલીનાં પોઢણ.

ડોશીને તો પગથી માથા સુધી ઝાળ ચઢી.

ડોશી—હું તો જઇશ.

ચકલી—વારૂ મા.

ડોશી—આવજો ત્યારે, છૈયાંછોકરાં સાચવજો, કાગળપત્ર લખજો. પણ બા, કંઇ સંભારણું તો આપો.

ચકલી—હોવે બા, એ તો હું ભૂલીજ ગઇ.

ચકલીએ બે ડાબલીઓ આપી; એક હતી ભારે ને બીજી હતી હલકી. ડોશીએ

તો ભારે ડાબલી માથે લીધી. ચકલીબાઇને રામ રામ કરી ડોશી ચાલી નીકળ્યાં.

ડોશીનો હરખ તો માય નહિ. હડબડ હડબડ દોડયાં જાય. આઘું જુએ, પાછું જુએ, ચકલી આવતી તો નથી ને?

ડોશીને ઠોકર વાગે, ગબડી જાય ને પાછાં ઉભાં થાય. હાંફ માય નહિ. થોડે જાય ને બેસે, થોડે જાય ને બેસે.

એમ કરતાં ડોશી ઘેર પહોંચ્યાં. ઘેર જઇ ડાબલી ઉઘાડી. મહીં તો સાપ ને વીંછી!

સાપ ને વીંછી બહાર નીકળ્યા ને ડોશીને કરડી ખાધી.

મણિલાલ ઠાકર

# સોનબાઈ

એક હતી છોડી. એનું નામ સોનબાઇ. સોનબાઇના માથામાં એક વાર જુએ પડી. રૂંવાડે રૂંવાડે જુ: જાણે જુઓનું ઘર.

સોનબાઇની ઓરમાન માને ખબર પડી. લુહાર પાસે જઇને એ કહે, "લુહાર, લુહાર, એક એવી કાંસકી ઘડી દે કે માથાના વાળ બધાય ચાલ્યા જાય."

સોનબાઇને એક ભાઇ હતો. એને ખબર પડી; એટલે એણે સોનબાઇને કહ્યું, "ચાલોને આપણે જતાં રહીએ."

સોનબાઇ કહે, "ઠીક."

બેય ભાઇબેન ચાલી નીકળ્યાં.

ચાલતાં ચાલતાં કેટલાય ડુંગરા આવ્યા. કેટલાય ટેકરા આવ્યા, કેટલાંય ખેતર આવ્યાં, કેટલાંય પાદર આવ્યાં, કેટલીય નદીઓ આવી, કેટલાંય નાળાં આવ્યાં; છેવટ આવ્યો એક વડલો.

વડલા હેઠળ એક કુતરાભાઇ બેઠેલા. ભાઇ કહે, "કુત્તાભાઇ, કુત્તાભાઇ, પાણી દેખાડશો? તરસ બહુ લાગી છે."

કુત્તાભાઇ કહે, "આ રહ્યો વીરડો. જો ચાર ખોબા પાણી પીશો તો તરસ છીપશે, પણ આઠ ખોબા પીશો તો હરણ થઇ જશો.

બન્ને ગયાં વીરડા પાસે. સોનબાઇના ભાઇએ આઠ ખોબા પાણી પીધું ને સોનબાઇ-

એ પીધું ચાર ખોબા. ભાઇ થઇ ગયો હરણ ને સોનબાઇ તો સોનબાઇજ રહી.

બન્ને થાક ખાવા વડલા હેઠળ બેઠાં. સોનબાઇ ઝાડ ઉપર ચડી ને તેનો ભાઈ રહ્યો નીચે.

એટલામાં એક રાજા નીકળ્યો. રૂપાળું હરણ ભાળી એને પકડવાનું મન થયું. પકડવા જાય છે ત્યાં સોનબાઇ બોલી, "હરણને મારી નાખશો તો ભગવાન તમારૂં ભલું નહિ કરે."

રાજા કહે, "તું કોણ છે?"

સોનબાઇ કહે, "ભૂત નથી, પલીત નથી, ડાકણ નથી, શાકણ નથી; કાળા માથાનું માનવી છું. વખાની મારી અહીં આવી છું."

રાજા સોનબાઇને ને હરણને ઘેર લઇ ગયો ને સોનબાઇ સાથે પરણ્યો.

સોનબાઇ રોજ હરણને ખવરાવે, પીવરાવે ને મઝા કરાવે.

રાજાની સાતે રાણીઓનાં માન ઘટ્યાં. રાજા આખો દિવસ નવી રાણી પાસે રહે;

ખાય, પીએ ને મઝા કરે. જૂની રાણીઓ તરફ નજરેય ન કરે.

સાતે રાણીઓએ સોનબાઇને મારી નાખવા ઘણાંય કાવતરાં કર્યાં, પણ ફાવી નહિ.

છેવટે ફોસલાવી પટાવી સાતે રાણીઓ એને નદીએ ન્હાવા લઇ ગઇ. ન્હાતાં ન્હાતાં ઉંડા પાણીમાં ઉતારીને એને ડૂબાડી દીધી. ઉપર સોળ મણનો પત્થર મૂકયો.

હરણભાઇને મારી નાખવા તેલ કકડાવવા માંડ્યું. મરીમશાલા ખંડાવવા માંડ્યા. હરણે આ વાત જાણી. દોરડું તોડાવી એ નદીએ આવ્યો. બેનને ખોળે, પણ એ કયાંથી મળે? દોડી દોડીને થાકયો એટલે કાંઠે ઉભો રહી એ બોલ્યો,

"સોનબાઇ બેન, સોનબાઇ બેન,
મરીમશાલા ખંડાય છે,
તાવડામાં તેલ કકડે છે,
મારૂં મોત આવ્યું છે."

સોનબાઈએ આ સાંભળ્યું. એ કહે, "આ તો મારા હરણભાઈનો અવાજ! એને કોણે કહ્યું હશે?" ત્યાં તો ફરી સંભળાયું:

"સોનબાઈ બેન, સોનબાઈ બેન,
મરીમશાલા ખંડાય છે,
તાવડામાં તેલ કકડે છે,
મારું મોત આવ્યું છે."

સોનબાઈ કહે, "નક્કી, આ તો મારો હરણભાઈ. કાંઠેથી બોલે છે!"

સોનબાઈ બોલી,

"હરણવીરાભાઈ, હરણવીરાભાઈ,
સાતે રાણીએ ભોળવી છે,
સોળ મણની શલ્યા છે,
મારું મોત આવ્યું છે."

હરણ કહે, "હેં! સોનબાઈ બેન બોલી ખરી! એનેય દુઃખના દિવસ આવ્યા લાગે છે!" ત્યાં તો સોનબાઈ ફરી બોલી,

"હરણવીરાભાઈ, હરણવીરાભાઈ,
સાતે રાણીએ ભોળવી છે,

સોળ મણની શલ્યા છે,
મારૂં મોત આવ્યું છે."

હરણ કહે, "નક્કી, આ તો માની જણી સોનબાઇ. એને માથે તો દુઃખનાં ઝાડ ઉગ્યાં છે!"

આમ કહી હરણ કૂદતોકને ગયો રાજા પાસે. રાજાને બધી વાત કહી.

રાજા કહે, "મારી સોનબાઇને માથે આટલો બધો જુલમ!"

નદીએ જઇને રાજાએ સોનબાઇને બહાર કઢાવી.

પેલી સાતે રાણીઓને રાજાએ દેશવટો દીધો.

સોનબાઇ રાજાને ને હરણને ખૂબ ખૂબ મળ્યાં: સૌએ ખાધાં, પીધાં ને રાજ કર્યાં.

ગૌરીશંકર કા. ચતુર્વેદી

# બે રાણીઓ

એક હતો રાજા. એને બે રાણીઓ. એક માનીતી ને એક અણમાનીતી. માનીતીને રહેવા રાજમહેલ ને અણમાનીતીને રહેવા એક ઝુંપડું. માનીતીને મહેલે રાજા જાય, અણમાનીતી બિચારી એકલી રહે. એમ કરતાં વરસ વીત્યાં ને માનીતીને કુંવર અવતર્યો. કુંવર રૂપાળો હતો. દિવસે ન વધે એટલો રાતે વધે ને રાતે ન વધે એટલો દિવસે વધે.

રાજા તો માનીતી ઉપર ખુશ ખુશ થઇ ગયો. એણે અણમાનીતીને ભર જંગલમાં કાઢી મૂકી.

અણમાનીતી બિચારી રખડતી રઝળતી ચાલી જાય. બિચારીને સિંહ વાઘની બીક લાગે પણ શું કરે?

ચાલતાં ચાલતાં એક આંબો આવ્યો. આંબો કહે, "બાઇ, બાઇ, જરાક આ મારી નીચેનાં પાંદડાં ઉસરડીશ?"

રાણી કહે, "હા, લ્યોને."

રાણીએ તો પાંદડાં ઉસરડયાં.

રાણી આગળ આગળ ચાલી જાય. પગ-પંથે જાય, કાંટા વાગે ને લુગડાં ફાટે. આગળ જતાં એને એક ડોશી મળી. ડોશી કહે, "બાઇ, બાઇ, મને રોટલો ઘડી આપીશ?"

"લ્યોને બા." કહી રાણીએ રોટલો ઘડી આપ્યો.

રાણી વળી આગળ ચાલી.

આગળ જતાં અણમાનીતીને એક ગાય મળી. ગાયના આંચળમાંથી પરૂ વહેતું'તું. ગાય કહે, "બાઇ, બાઇ, મારા આંચળ ધોઇશ?"

રાણીએ તો રૂડી રીતે આંચળ ધોયા.

રાણી થોડેક આગળ જઇને પાછું જુએ ત્યાં તો ગાયના આંચળમાંથી દૂધની શેડો ઉડે. પાસે કેટલાય દેગડા દૂધના ભરેલા. બાઇ તો પાછી આવીને ગાયને કહે, "આમાંથી થોડું દૂધ ચાખું?"

ગાય કહે, "બેન, તારાથી પીવાય એટલું પી ને લેવાય એટલું લે."

રાણીએ તો પીવાય એટલું પીધું ને લેવાય એટલું લીધું.

રાણી થોડેક પાછી આવી ત્યાં પેલી ડોશી બેઠેલી. પાસે અમુલખ ઘરેણાં પડેલાં: ચંદનહાર ને મોતીની માળા, અછોડો ને ચોરશી, રાયણમાળા ને બોરમાળા, કડાં ને બંગડીઓ; સોળે શણગાર.

રાણી બોલી, "બા હું તો રાજાની રાણી હતી તોય આવું કોઇ દિવસ દેખ્યું નથી."

ડોશી કહે, "બેન, તારાથી પહેરાય તેટલું પહેર ને લેવાય તેટલું લેને. જા, પેલો સોનાનો રથ પણ લઇ જા."

રાણી તો સોનાના રથમાં બેઠી. જાણે ઇન્દ્રની પરી. જાણે કોઇ અપ્સરા!

રાણી આગળ આગળ ચાલી જાય ત્યાં તો પેલો આંબો કેરીઓથી લચી રહેલો. કેટલીય કેરીઓ ભોંય પર પડેલી.

રાણી કહે, "હું રાણી હતી પણ આટલી કેરીઓ કોઇ દિવસ દીઠી નથી."

આંબો કહે, "બેન, તારાથી ખવાય એટલી ખા ને લેવાય એટલી લે."

રાણીએ તો ખવાય તેટલી કેરીઓ ખાધી ને લેવાય એટલી લીધી. રાણીનો રથ તો રમક ઝમક કરતો શાહેરને પાદર આવ્યો. કોઇએ રાજાને કહ્યું, "તમારી રાણી તો ઇન્દ્રની અપ્સરા

જેવી બની છે! સોનાનો તો રથ છે ને દાગીના તો તમારા રાજમાંય નહિ હોય તેવા છે."

રાજા તો વાજતે ગાજતે રાણીને તેડી રાજમહેલે આવ્યા.

માનીતી રાણીને થયું, હુંયે આટલું લઇ આવું.

માનીતી તો આગળ આગળ ચાલી જાય, ત્યાં તો પેલો આંબો આવ્યો.

આંબો કહે, "બાઇ, બાઈ, મારાં પાંદડાં ઉસરડીશ?"

રાણીને તો રીસ ચઢી. એ કહે,

"હું તો રાજાની રાણી,
હું તો પડી પલંગે ખાતી."

એમ કહી રાણી તો આગળ ચાલી ગઇ. આગળ આગળ ચાલી જાય ત્યાં પેલી ડોશી મળી.

ડોશી કહે, "બાઇ, બાઇ, મને રોટલો ઘડી આપીશ?"

બાઇ કહે,, "ના રે ના.

હું તો રાજાની રાણી,
હું તો પડી પલંગે ખાતી."

ત્યાંથી આગળ ચાલતાં ચાલતાં પેલી ગાય મળી. ગાયના આંચળ ચુએ. ગાય કહે, "બાઇ, મારા આંચળ ધોઇશ?"

બાઇ કહે, "ના રે ના.

હું તો રાજાની રાણી,
હું તો પડી પલંગે ખાતી."

રાણી તો થોડેક દૂર ગઇ ને પાછું વાળી જુએ ત્યાં તો ગાયના આંચળ દૂધથી ભરેલા. પાસે દૂધના કેટલાય દેગડા ભરેલા.

ગાય પાસે આવી બાઇ કહે, "હું રાણી હતી, પણ આટલું દૂધ કોઇ દિવસ દીઠું નહોતું." એમ કહીને થોડુંક દૂધ ચાખવા જાય

ત્યાં ગાયે એવી લાત મારી કે ક્યાંયે જઇ પડી.

'ઓ બાપ રે' કરતી રાણી પાછી ચાલી જાય ત્યાં તો પેલી ડોશી સોળે શણગાર લઇને બેઠેલી. હાથમાં સાંબેલું લીધેલું.

રાણી કહે, "રાણી હતી તોય આટલું ઘરેણું કોઇ દિવસ નથી જોયું." આમ કહીને જેવી ઘરેણાંને અડવા જાય ત્યાં તો ડોશીએ સાંબેલું ઉંચક્યું.

રાણી તો પેલા આંબા આગળ આવી. પાકી કેરીઓથી ડાળો લચી પડેલી.

રાણી બોલી, "અમે રાણી છીએ પણ આટલી કેરીઓ કોઇ દિવસ નથી જોઇ." એમ કહી જેવી એક ડાળ ઉપરથી કેરી લેવા જાય તેવી ડાળ પડી ને એ દટાઇ ગઇ.

ભાનુશંકર ભટ્ટ

:: સમાપ્ત ::